મહારાજાધિરાજ,

# ગોપીચંદ.

# નાટક મોહોટું.

ત્રીઅંકી.

રચનાર,

શેઠ હરીલાલ મુળચંદ—અમદાવાદ

છપાવી પ્રસિદ્ધ કરનાર,

સાંકેરલાલ બુલાખીદાસ બુકસેલર.

ઠે. રીચીરોડ—અમદાવાદ

—૦—

આવૃત્તિ ૨ જી પ્રત ૧૦૦૦



શ્રી સત્યપ્રકાશ પ્રિંટીંગ પ્રેસમા શા. નમચંદ નહાલચંદ તથા ડાહ્યાભાઇ શંકરાભાઇ ગાંધીએ છાપ્યુ અમદાવાદ.

સને ૧૯૧૨

કીમત રૂ ૦—૮—૦

श्री परमात्मा नमः

# હારાજ ગોપીચંદનું નાટક.

## ત્રીઅંકી.

### સ્થળ—રંગભૂમિ.

પાત્ર—સુત્રધાર, વિદુષક અને નટી.

સુત્રધાર—(બે હાથ જોડી સરસ્વતિની સ્તુતિ કરે છે).

**માલીની છંદની રાહ.**

જય જય સુખદાઈ, ભારતિ મુજ માઈ;
ચરણ શરણ ચહું હું, આપનું ઉરમાંહી.
પરમ સુખ હું પામું, આપથી મુજ માતા;
તુજ કૃપા અમૃતે [illegible]
મટમતિ મુજ નિવારી, સદ્‌વિદ્યા વધારો;
સદન વદન વાસી, મુજ કીર્તિ પ્રસારો,
કહે હરિ તનય નમિને, મુજશિરે હાથ સ્થાપી;
કરો જનમ કૃતારથ, શુભ આશિશ આપી.

( સભા તરફ જોઇ નમીને ) અહો આર્યબંધુઓ અને બહેનો ! આજે આપને આ ભવનમાં પધારેલાં જોઈ મારો આનંદ સાગર પોતાની માજામાં રહેતો નથી. આપના મનરંજનાર્થે અને સદુપદેશ દેવા માટે શ્રી રાજનગર નિવાશી શેઠ હરિલાલ વિરચિત શ્રી ગૌડ બંગાળાધિપતિ મહારાજા ગોપિચંદનું નાટક ભજવી બતાવવામાં આવશે. તેમાં જે કાંઇ આપની દ્રષ્ટિએ દોષ દેખવામાં આવે તે દર ગુજર કરી પયપાણીની માફક સાર ગ્રહણ કરશો એવી સરવ પ્રત્યે મારી પ્રાર્થના છે, (એવામાં વિચિત્ર વેષે વિદુષક પ્રવેશ કરેછે. સર્વેને બિગ્નજેલા જોઇ).

**વિદુષક**—(મનમાં મલકાઇ) આહો હો! ઠીક થયું જે આ અને આવ્યો આંહીતો (લાડુ વાળતો હોય એમ બનાવી) લાડુ ઉડાવાના હોય એમ જણાય છે. (પેટ પંપાળી) હાશ! આજ ઠીક મજા પડશે. ત્રણ દીવસના કોરાં ટપકાંનો બદલો આજ ઠીક વળશે. આજ એટલી બધી ગોળીઓ નાખું કે ફરી ત્રણ દીવસ સુધી ખાવું જ ન પડે. રોજ ખાવાની મહેનત કોણ કરે? એમ કરતાં વળી વચમાં કોઈ યજમાન મળ્યો તો જોઈ લેવાશે. (જરા વિચારી) પણ આણેતો આખી ચોરાશી નોતરી છે ને બંદાને ઘેર નોતરૂં નહી એ શું? સાળા ગોરને મળવા દે પછી વાત? હશે. એ ભુલ્યો તો ખેર પણ આપણે શા માટે ભુલવું જોઇએ? આ વાત, ઘરધણીના કાને તો તો જરૂર નાંખવી. ત્યારે ચાલ જીવ ઝટ, અને પેરશી જા સટ આંહી વિચારમાં ખોટી થઈ શું દી વળશે? (સુત્રધાર પાસે આવી તેનો કાન પકડી) કેમ રે? આ બધાને બબ્બે વાર નોતરાં ને બંદાને એકેવાર નહી એ શું?? શું અમે કાંઈ નાતબહાર છીએ કે?

**સુત્રધાર**—(કાને છોડાવી કાન પંપાળતો ગુસ્સેથી.) અરે મુરખ? આ શું? કાંઇ નીતિ રીતિ સમજે છે કે નહી? બસ, લાડુમાંજ ધ્યાન!

**વિદુષક**—બસ, લાડુમાંજ ધ્યાન, અને તેપરજ મસ્તાન—એના પરજ અમારી પ્રિતિ, અને એજ અમારી નીતિ રીતિ પણ તેં કેમ કરી અનિતિ.?

**સુત્રધાર**—આંહી શું થવાનુ છે તે તું જાણે છે?

**વિદુષક**—અરે! કેમ ન જાણું? જાણ્યું ત્યારેતો આવ્યો. શું, મને આંધળો સમજે છે? જો જો, મારી ભમરડા જેવી આંખ? (એમ કહી તેના અંગપર ધસે છે. તે દુર ખશી જરા ચીડાઇને.)

**સુત્રધાર**—અરે! આશું? શહેરમાં વશી જંગલની રીતિ ક્યાંથી શીખ્યો? કાંઈ સમજે છે કે નહીં?

**વિદુષક**—કેમ ન સમજું સમજ્યોજ આંહી આવ્યો છું લે હવે પત્રાળાં કાટવાની કેટલી વાર છે?

**સુત્રધાર**—અરે ભાઈ! તું જે ધારે છે તે અત્રે નથી. પણ હું કહું તેમ કરેતો તે તને અત્રે મળશે ખરા.

**વિદુષક**—(રાજી થતો) તો બંદા રાજજી રાજ પણ કહેતો ખરો કે આ બધાને એકઠા કરવાનું શું પ્રયોજન છે ?

**સુત્રધાર**—સાંભળ.
સિંધ દેશમાં કદલી નગરનો રાંર પાવરરાજા. એ રાહ.
ભરત ભુમિમાં ગૌડ બંગાળા, શેહેર એક સારૂં;
વસે અઢારે વર્ણ વાસો પણ નહીં નારૂ કારૂ.

**વિદુષક**—( આશ્ચર્યતાથી ) હં !

**સુત્રધાર**—કૃશ્નાર ઘરેઘર ઘુમી, બહુ આનંદ માંગે;

**વિદુષક**—( આશ્ચર્યતાથી ) એમ કે ? !

**સુત્રધાર**—કાદે વારંવાર પણ નહીં, એક ડગલું ચાલે.

**વિદુષક**—વાહ !

**સુત્રધાર**—વિદ્યાદેવી વશ કરવાને, નરનારી ધ્રુણુતા;

**વિદુષક**—એમકે ? !

**સુત્રધાર**—નૃપતિ આપે ન્યાય બરાબર, રાખે નહીં ન્યુનતા.

**વિદુષક**—શાબાશ !

**સુત્રધાર**—કળા કેળવી ધન મેળવે. ધંધારી લોકો;
હાટ હવેલી મુક્તાં ઉઘાડાં, આવે નહીં ધોકો.

**વિદુષક**—( ખુશી થતો ) વાહ !

**સુત્રધાર**—એવા રાજ્ય તણો મહારાજા, શુરવિર ગોપીચંદ;
તસ માતા મૈનાવતી જાણે, બીજો પુનમચંદ.

**વિદુષક**—હં !

**સુત્રધાર**—ગુણ ગણનો ભંડર અનુપમ, વિદ્યા કળા નિધાન;
ગુર જાલંધરના ઉપદેશે, થઇ તે વૈરાગ્યવાન.

**વિદુષક**—ઠીક !

**સુત્રધાર**—લોક વાયકા સુણી રાજાએ, કીધું અઘટિત કામ,
ગુર જાલંધરને કુપમાંહી, નાંખ્યો તેને તામ.

**વિદુષક**—(શોકાતુર વદને) અરરરર બહુ ખોટું કર્યું.

**સુત્રધાર**—ગોરખના મુખથી કાનિફને, થઇ નિજ ગુરૂ જાણ;
રાતો માતો થઇને આવ્યો, રાયની કરવા હાણ.

**વિદુષક**—પછી.

**સુત્રધાર**—મૈનાવતી નિજ વિનય થકી, કીધા કાનિફને શાંત;
ગુર કોપેથી પુત્ર બચાવા, તો પુછ્યો વૃતાંત.

**વિદુષક**—વાહ ?

**સુત્રધાર**—નિજ ગુરૂની ભક્તાણિ જાણી, કાનિફ હરખ્યો મન;
ગોપીચંદ બચાવા આપ્યું, મૈનાવતીને વચન.

**વિદુષક**—શાબાશ ! શાબાસ !

**સુત્રધાર**—ગુરૂ જાલંધરના ગુણ દેખી, પામવા ભવનો પાર.
સર્વ ઉપરથી મોહ ઉતારી, દુર કર્યો સંસાર,

**વિદુષક**—ધન્ય છે એવા સાહસિક નરોને.

**સુત્રધાર**—એવા પુન્યશાળી પુરૂષનું, નાટક કરવુ આજ;
તે જોવા આટાણે પધાર્યો, સઘળો આહ સમાજ

**વિદુષક**—એમકે ? ! ઠીક !

**સુત્રધાર**—અને તથીજ વૈરાગ્યરંગ જોઇ નિરક્ત થયેલા પ્રેક્ષકોના મન, રંજન કરવાને તારા હસમુખા સ્વભાવની સ્થળે સ્થળે જરૂર પડશે; માટે જો તું આ કાર્યમાં મને યોગ્ય મદદ કરીશ તો તારી મનેચ્છા પુર્ણ કરવા પશ્ચાત પડીશ નહીં,

**વિદુષક**—( ખુશી થતો ) એમ છે તો બંદા તારી મરજીને આધીન છે, ( એવામાં નટી પ્રવેશ કરી સુત્રધારને નમીને.)

**નટી**—પ્રાણનાથ? આપ શા વિચારમાં ઉભા છો ? પાત્રો સર્વ તૈયાર છે. પ્રયોગ શરૂ કરવાને કેટલો સમય બાકી છે. ?

**સુત્રધાર**—પ્રિયા ! હવે કાંઈ પણ વિલંબ નથી. ફક્ત તમારા સુસ્વરથી આ સભા જનોના મનરંજન કરો એટલે બસ.

**નટી**—શો વિષય ચર્ચવા આજ્ઞા છે ?

**સુત્રધાર**—વર્ષાઋતુનું વર્ણન કરોતો ઠીક,

**નટી**—જેવી પ્રાણેશની મરજી.

### બંજારા.

છે વર્ષાઋતું સુખકારી, જોઇ આનંદ થાય નરનારી; એ — ટેક
વિજળીના જોઇ ચમકાટ, થાય વિયોગીને ગભરાટ;
આવ્યા પિયુના હજી શું ધારી, — છે વર્ષા.
ગડ ગડાટ કરી ઘન ગરજે, બિયે કામની જોબન ભર જે;
તજી શિઘ પિયુ પાસે જનારી. — છે વર્ષા.
બોલે મિઠા બોલ બપૈયા, મોર નાચે થનગન થૈઇઆ;
ગાય મલાર રાગ કૃપિકારી — છે વર્ષા.

લીલી હરિયાળી ખિલે, બાળો આનંદથી ઝીલે;
અન્ન ઉત્પન્ન થાયે ભારી, છે વર્ષા.
થાય ઘાસ પાણી અપાર, જે પશુ પંખીના આધાર;
વળી વનસ્પતિ ખીલનારી, છે વર્ષા.

**વિદુષક**—(ગાયન સાંભળી ખુશી થઇ) વાહ! ભાઈ વાહ! તારી બાયડી પણ તારા જેવી છે ને શું? (નેપથ્યમાં) હાય હાય મારી આ શી દશા થઈ?

**નટી**—(તે સાંભળી) પ્રાણનાથ! ચાલો ચાલો પાત્રો પ્રયોગ શરૂ કરવાને પધારવા લાગ્યાં.

**સુત્રધાર**—એમકે?? ચાલો ત્યારે. (સુત્રધાર તથા નટી જાય છે, તેથી.)

**વિદુષક**—(સભા તરફ જોઈ) જોયું કે! બાળો કેવો બાયલો! બાયડીના કહેવાથી નાઠો, પણ આ ભાયડાની ખબર લીધી? પણ એ શું કરે? એની સિલાજ અલૌકીક છે. જ્યાં વીશ નખી વળગી કે દુનિયાને કરી અળગી. ચાલભાઈ ચાલ. આંહી વધુ વખત ખોટી થઇશું તો લાડુથી છેટા થઇશું અને ઉલટા મુરખમાં ગણાઇશું. (જાય છે.)

## અંક ૧ લો.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ**—મૈનાવતીનો મહેલ.

**પાત્ર**—મૈનાવતી અને દાશી.

**મૈનાવતી**—(શોકાતુર વદને લમણે હાથ દઇ)

ગજલ.

હાય હાય મારી આ, શી દશા થઇ;
પતિના મરણથી, દુઃખી થઇ ગઇ. હાય.
રાજને વૈભવ સૌ, થયા ન કામના;
ખાવા ધાય બાગને, બગીચા ધામ આ. હાય.
હાય હું કોના આધારે જીવું અહીં રહીં, હાય,
પુત્રને આધાર જગ્ત માંહીથી ગયો,
લઘુ વયમાંહીથી નોધારો તે થયો;

રાજ ભાર તેનાથી કેમ જશે વહી,     હાય.
પ્રજાને પુર્ણ પ્રેમથી કો પાળશે અરે,

આપના વિયોગ દુઃખે ઝુરી તે મરે;
**દયા હીણુ થઈને સ્વામિ ચાલ્યાં શું વહી. હાય.**

(ગદ્ય, આંસુ વર્ષાવતી) અરેરે પ્રભુ? તેં અમારી આ શી ગતી કરી? શું તને અમારા સુખની ઈર્ષા આવી? કે પુર્વ ભવે કરેલાં પાપની શિક્ષા આપી? હે અનાથના નાથ! અમો સનાથને શા માટે અનાથ કર્યા? કૃપાળુ છતાં ઈર્ષાળું કેમ થયો? મારી નહીં પણ મારા બાળક પુત્રની પણ દયા ન આવી? કીડી ઉપર કટક? કેળને કૃપાણીનો માર? પુષ્પને સુર્યનો સંતાપ? આ શું? જગત વત્સલ છતાં જનોને દુઃખ શું? અરેરે! હવે મારા દીવસો દુઃખમાં શી રીતે જશે? પ્રજાની પીડ કોણ ભાગશે? આ રાજનું અને બાળકનું શું થશે? અરે હવે પતિ વિરહે જીવવું વૃથા છે. આ કરતાં હે પ્રભુ? મનેજ તારી હજુરમાં બોલાવી લેવી હતી. સૌ મરશે પણ સૌનો પાલણહાર ન મરશો. (દાસી પ્રવેશ કરી.)

**દાસી**—(મૈનાવતીની આંખમાં આંસુ જોઈ,) બાઇ, બાઇ, આ શુ? આતે આંસુ કે ચોમાસુ? આમ ક્યાં સુધી કરશો? આમ કરે કાંઈ દેખવાનું છે? પંડીત પુરૂષોનું વાક્ય છે કે “ગતં ન શોચામી” માટે ગઈ વસ્તુનો શોચ શો? મરતો જીવતો સંસાર છે. જે જન્મ્યું તે જરૂર જવાનુંજ છે. જો ડાયર થઈ કાયાને પાડશો તો બાળરાજાનો બચાવ શી રીતે થશે? એક હાથે પણ હજારોનો નાશ થઈ શકે છે. પણ જો બે હાથ જશે તો બહુજ માઠી વલે થશે. આપ સમજુ છો, હું આપને વધારે શું કહુ?

**મૈનાવતી**—દાસી, તારૂં કહેવુ સત્ય છે. મનને ઘણું સમજાવું છું પણ પતિના સુખની સ્મૃતિ થવાથી મન રોકાયું રહેતું નથી. રોજ તેમનો મારી અને પ્રજાના ઉપર સ્નેહ! (એવામાં લોકોનો શોર બકોર સાંભળી દાસી પ્રત્યે) દાસી! જોને, માર્ગમાં કોલાહલ શાનો થાય છે?

**દાસી**—(બહાર જઈ આવી) બાઈ સાહેબ! આપણો આનંદોધાનમાં જાલંધર નામના કોઈ યોગી પધારેલા છે તેમના દર્શનાર્થે જતી પ્રજાનો શોરબકોર છે.

**મૈનાવતી**—એમક ? ? ત્યારે આપણે એ મહંતના દર્શન કરવા જઇએ તો કેમ ?

**દાસી**—જેવી બાઇ સાહેબની મરજી ? ( મનમાં ) ઠીક થયું એથી બાઇ સાહેબનો સંતાપ કાંઇ ઓછો થશે ખરો, બોધ, માણસને અમૃતપાન સમાન છે. ( ચાસન ) ઠીક ! કાલે સવારે પ્રાતઃસ્મરણ કર્યા પછી જઇએ તો કેમ ?

**મૈનાવતી**—ઠીક, ઠીક એજ સમય ઠીક છે.

**દાસી**—અગોળનો સમય થયો છે માટે ઉઠો તો સારૂં.

**મૈનાવતી**—ચાલો. ( બને જાય છે ).

---

## પ્રવેશ ૨ જો.

**સ્થળ**—ગોપીચંદની કચેરી.

**પાત્ર**—પ્રતિહાર—વિદુષક—પ્રધાન—ગોપીચંદ અને સિંહના દુઃખથી દુઃખિ થનાર પ્રજા વીગેરે.

**પ્રતિહાર**—( નેપથ્યમાં ) ગૌબ્રાહ્મણ પ્રતિપાળ, ક્ષત્રિયકુળ ભુષણ, રિપુમદમર્દન, પ્રજા પીડહર, નેકનામદાર ગૌડબંગાળાધિપતી મહારાજા ગોપીચંદને ઘણી ખમા આ—આ—આ—( નેકી સાંભળી બધા સ્વસ્થ બેસે છે. )

**વિદુષક**—રંગીલા, મસ્કરા, કચેરીના શૃંગાર, ઘરના અંગાર, સ્ત્રિના રિપુ, મહારાજાના માનીતા, કામની કરના પ્રસાદ જમનાર, લાડુભટજી મહારાજા વિદુષકજીને ઘણી ખમા આ—આ—આ

**પ્રધાન**—( વિદુષક પ્રત્યે ) કેમ અલ્યા બ્રાહ્મણ ! તને પણ રાજા થવાનું મન થાય છે કે ?

**વિદુષક**—વાહરે વાહ મારા પ્રધાનજી સાહેબ ! તમે આટલા દીવસ ઉંઘમાં હો, એમ જણાય છે. જો બધા રાજાઓને તમારા જેવા પ્રધાન મળે તો પ્રજાનું સુખ પલવારમાં ટળે, શત્રુને આનંદ મળે, ને રાજાઓ રણવગડામાં રઝળે.

**પ્રધાન**—( જરા ગુસ્સાથી ) અલ્યા એમ કેમ બોલે છે ?

**વિદુષક**—તમે જ્યારે કુંભકર્ણ જેવા થયા ત્યારે મારે શું કહેવું ! બંદાનેતો મહારાજાએ ક્યારના રાજાના રાજા બનાવ્યા છે. કહો જોઇએ કે બંદાનો હુકમ રાજા માને છે કે બંદા રાજાનો હુકમ માને છે ? ( એ-

વામાં ગોપીચંદ કચેરીમાં પ્રવેશ કરે છે. સર્વ ઉભા થઇ પ્રણામ કરે છે. ગોપીચંદ રાજ્યાસનપર બિરાજ્યા પછી. )

**ગોપીચંદ**—પ્રધાનજી! મારા પિતાશ્રીના મરણ અગાઉની બાકી રહેલી જમાબંધી વસુલ થઈ કે કેમ?

**પ્રધાન**—પ્રજેશ! ઘણી ખરી તો વસુલ થઈ ગઈ છે, અને જે બાકી છે તે વસુલ થવાની તૈયારીમાં છે.

**ગોપીચંદ**—ઠીક! પણ પેલી સીમાડાની તકરારનું શું થયું? કાંઇ નિવેડો આવે તેમ છે કે નહિં?

**પ્રધાન**—ગરીબ પરવર! પંચાત કરતાં પણ હાલ પતે તેવું લાગતું નથી પછી જે થાય તે ખરૂં. ( એવામાં બહાર થતો કોલાહલ સાંભળી પ્રતિહાર પ્રત્યે. )

**ગોપીચંદ**—બહાર જઇ ખબર લાવો કે આટલો બધો ઘોંઘાટ શાને થાય છે? ( પ્રતિહાર, બહાર જઇ આવી. )

**પ્રતિહાર**—કૃપાનાથ! ન્યાયમંદીરના દ્વારપાસે કેટલાક ફરીયાદીઓ દાદ મેળવવા આવેલા છે તેઓ અંદર આવવાની આજ્ઞા માગે છે તેનો આ બધો ઘોંઘાટ છે. હુકમ હોય તો તેઓને અંદર પ્રવેશ કરાઉં.

**ગોપીચંદ**—વિના વિલંબે આવવા દો. ( પ્રતિહાર બહાર જઇ સર્વને બોલાવી લાવે છે. સર્વને શોકાતુર વદને (નિહાળી) મારી પ્યારી પ્રજા! તમારા વદન શોકાતુર કેમ છે? જે સંકટ હોય તે જલદી કહો તમારૂં દુઃખ દવાદળ દુર કરવા તૈયાર છું.

**સર્વ ફરીયાદી**—હો સરદારજ મીરા ચાલોને સિંહ શિકારમેં. એ રાહ.

હો સરદાર હમારા, આવી હણોને આપ નહારને. એ ટેક.

અમો દાખવિએ સઞેઆવી, ભરાણો જંગલમાંય;
દીન પ્રત્યે આવી અમ કામે, એક માણસને ખાય્હો,
પ્રથમ ભાગ પહાડોની માંહી, બેઠાં મારગ રોક;
ગામ ઉજાડયું ગોરખું ને વળી, દુઃખિ અવર બહુ લોક. હો.
સૌ સાંભળતાં વાત સિંહની, કામની કંથને સાંય;
ઘરના ઘરમાં બાર બારણે, એમ ધડા ધડ થાય. હો.

**૧ લો ફરીયાદી**—કૃપાનાથ! આ ગામના શીમાડે ભાંખરામાં કે જ્યાં બંન્ને બાજુ પથ્થરના ટેકરા છે અને વચમાં સાંકડો મારગ છે અને જ્યાં વળી પુષ્કળ ઝાડી છે તે માર્ગમાં આશ સિં-

૬ અને સિંહણ વાસો કરી રહ્યા છે, જેથી કરી અરસ પરસ કાંઈ પણ વહેવાર કરવા અને ગામોના જનો અશક્ત છે. વળી તેઓએ અં-ધારી રાતે ફરવા નીકળી કંઈ જનોના ધાણ કાઢી નાંખ્યા છે અને હજુ પણ તેઓ ઘાણ કાઢતા જાય છે. જો સત્વર ઉપાય લેવામાં નહીં આવે તો કેટલા ગામો ઉજ્જડ કરશે તે કાંઇ કહી શકાતું નથી.

**૨ જો ફરીયાદી**—માબાપ, સિંહેતો મારૂં નખોદ કાઢયું. મારો એકનો એક છોકરો રાતની રાતમાં ઉપાડી લઇ ગયેરે મારા બાપ ! ( કહી રૂએ છે ).

**રબારી**—બાપજી ? નખોદાઆ હાવજે અમને તો રઝળતા કર્યા. જેના ઉપર અમારો રોટલાનો આધાર તેનો જ નાહ. અરેરે હવે અમે હું કરીહું, ને હું ખાહ્યું. ( ઉંડો નિસાસો નાંખે છે. )

**ખેડુત**—અરે ગરીબ પરવર ? મારા છેતરમાં બન્ને નારીએ ધુહી મારાં ઉસરેલાં ધાનનું નખોદ વાળ્યું. એટલું કરતાં સતાં પણ નહી ધરાતાં માજી આણેલા બળદને પણ ખાઈ જ્યા. હું હવે હામાને હું જ્વાબ દઈહ ? ને ત્યાંથી લાવી તેનો બળદ આપીહ.

**વિદુષક**—( ગભરાટથી ) બાપા, બાપા, સત્વર તૈયારી કરો ને જલદીથી એ સિંહ સિંહણને મારી નાંખો. જો મને થશે નુકશાન, તો તમને કરીશ હેરાન. તેથી લોકોનાં બળશે પેટ, અને મનમાં ધરશે એં-ટ. જો આપને જ્વાને આળસ થતી હોય તો બંદાને હુકમ કરો કે ( ફરિયાદી તરફ આંગળી કરીને ) આ લોકના બળતાં મનને ગંગા નદીમાં લઈ જઈ શાંત કરી આવે.

**ગોપીચંદ**—( રક્ત નેત્રે ) ચુપ રહે મુરખ ? આ વેળાએ મ-શ્કરી કે ? ક્રોધાવેશે સરધારો પ્રત્યે. )

હે સરદારો મારા, ચાલોને સિંહ શિકારને. એ ટેક.
તાતી ધરો તલવાર હાથમાં, કમર ધરો કટાર;
પ્રજાની ખાતર ફરી જંગમાં, સિંહ કરો જઈ ઠાર. હે.
કરો સેનાપતિ હુકમ સર્વને, ઉભા અમીર સૌ બંકા;
(પ્રતિહાર પ્રત્યે) ઘોડા ઉપર કરો સજાઈ, (સે. પ્રત્યે) દીઓ નગારે ડંકા. હે.
(સેનાપતિ જાય છે)

**વિદુષક**—કૃપાનાથ ? પારકી પિડામાં શા માટે પડોછો ? અ-

વર જનના જીવ માટે આપનો જીવ શા માટે જોખમમાં નાખોછો ? એ તે રાજાઓનાં કામ છે ? પ્રભુએ આપને રાજા, સુખ અને વૈભવ ભોગવવાને બનાવ્યા છે, કે આવી આવી વેઠ કરવાને ? રાજાઓએ તો હમેશાં ગાનતાનમાં ગુલતાન રહી મોજમજા માણવી, રાગરંગ ઉડાવવા, અને દુનિઆના હરેક સુખનો લ્હાવો લેવો. તમે જ્યારે જાતે ને પોતે કામ કરશો તો હજારો વિતનું વ્યય કરી આટલા આદમીઓ રાખવાનું શું પ્રયોજન છે ?

**ગોપીચંદ**—શું રાજાને ઘેર જન્મ્યા એટલે રાજા થઈ ગયા ? રાજા પાસે ધન ક્યાંથી આવે છે ? જેના ધનથી આપણે સુખ ભોગવીએ છીએ, તેના દુઃખ તરફ દ્રષ્ટિ ન કરવી ? તેને સુખી થવાનાં સાધન ન યોજવાં ? મો શાથી રળિયામણો લાગે છે ? પ્રજાપતિનો અર્થ સમજે છે કે બસ બાઈજ જાણે છે ?

**વિદુષક**—હાં, હાં. સમજ્યું મહારાજ ! પતિ એટલે હુક કરનાર ધણીએ સ્ત્રિ ઉપર હુકમ કરવો, અને રાજાએ પ્રજા ઉપર હુકમ કરવો. એજ કે બીજુ ?

**ગોપીચંદ**—હુકમ કરી કરાવી દુઃખ આપવું, પણ તેના સુખ તરફ ન જોવું કેમ ?

**સેનાપતિ**—( આવી ) મહારાજ ! સર્વ લશ્કર તૈયાર થઈ ગાંદરે ઉભું છે. ફક્ત આપનીજ ખોટી છે.

**ગોપીચંદ**—ચાલો. ( સર્વ જાય છે ).

---

## પ્રવેશ ૩ જો.

**સ્થળ**—આનંદોદ્યાનમાં ગુરૂ જાલંદરની પર્ણકુટી.

**પાત્ર**—જાલંદર—તેના ચેલાઓ—ઉપદેશ સાંભળવા આવેલા નગર નરનારીઓ અને પાછળથી મૈનાવતી તથા દાસી વીગેરે.

**જાલંધર**—( સર્વ લોક સન્મુખ બેઠેલા છે તેમને, ઉંચા આસન પર બેશી ) ભાઇઓ ! યહ સંસાર, કે જીસમેં તુમ મગ્ન અહો, વોહી સંસારકી માયા જુઠી હય. દેખો, જબ અપને પર કષ્ટ આતા હય તબ પરીજન અલગ હો જાતે હય. ઈતનેસેં પન

સંતુષ્ટ નહીં હોતે અપના મુખ દેખનેમેંભી રાજી નહી. કોઇ સંજોગસે ભેટા હો જાયતો મુહં મચકોડકે તિરસ્કાર ભરી દેખકે મનમેં હજારો ગાલીઆં દેતે હય. ઔરત જો અપના સુખ દુઃખકી અડધી ભાગીદાર હય વો અપશબ્દ સુનાનેમેં ઓર વિપત દેનેમેં કુછ બાકી રખતી નહીં હય. સંસારકાં વ્યવહારકું જો અપને સુખ માનતે હયે વોહી અપનેકુ ઇસ જનમમેં કષ્ટ દેનેવાલા હય. ઔર યહ દુનિઆ છોડે બાદ અધોગતી દેને વાલા હય. ( એટલામાં મૈનાવથી તથા દાશી આવે છે તે જાલંદરના આસનથી થોડે દુરરહી.)

**દાશી**—(મૈનાવતી પ્રત્યે. ) બાઈ સાહેબ ? લોકોના મુખથી જેવી પ્રસંસા સાંભળી હતી તેજ પ્રમાણે સઘળું જોવામાં આવે છે. જુઓને, યોગીરાજ શાંત વૃતિથી વાણી દ્વારા બોધ રૂપી અમૃત જળ કેવું વરસાવી રહ્યા છે ? મધનું બિંદુ ગ્રહવાને માણુસ મોંહ ફાડી બેશી રહે તેમ મુખ ફાડી બેઠેલા જોવામાં આવે છે.

**મૈનાવતી**—જાણે કાંઈ રમત ગમતનો પ્રયોગ ન થતો હોય, તેમ સર્વે એક દૃષ્ટે યોગીંદ્રના મુખ સામુ જોઇ રહ્યા ? વાહ ? તેમની વક્તૃત્વગતિ ? ચાલો આપણે પણ તેનો થોડો ઘણો લાભ લઇએ (બંન્ને મહારાજ પાસે આવી નમસ્કાર કરી જ્યાં બૈરાં બેઠાં છે ત્યાં જઈ બેસે છે.)

**જાલંધર**—સબ સહોધર અપને અપને સ્વાર્થ કે સગેહય અપની પાસ માલમતા હોગી તબ સબ સહોદર અપનેકું માન મરત બાસ બુલા-વેગા. ઓર મીઠી નજરસેં દેખેગા. પન જબ ઉનકા કાર્યમેં હરકત પહોં-ચતી હય તબ પીછટાલ પાડનેમેં કુછ બાકી રખતે નહીં હય. ઉશ વાસ્તે પરીજનકી મોહજાલકું તોડકે અપના ઉર્ધ ગતિ જાનેકા ઉપાય યોજના. કીસીપર બી મોહ નહીં રખના એ હીજ મોહ મારના હય. કામ, ક્રોધ, લોભ અને માન એ ચારોકાત્યાગ કરના. વો ચારું અપનેકું ડુબાને વાલા હય, ઔર દુઃખ દેનેવાલા હય. અપના સગા સ્નેહી ગુજર જાવે ઉસકે પીછે શોક કરના ઓર રડરડ કે આંખસે હેરાન હોના ઓર કુટના પીટના વો બડી ભુલ હય. કયું કે વોહી રાગસેં ફીર પીછે ઉનકી સંગ જનમ ધરનેકી આવશ્ય પડતી હય. મરા હુવા ઉર્ધ ગતિ જાવેતબતો અચ્છા અગર અધોગતિ જાવે તો અપના કીયા હુવા સુકીત

રોગટ જોકે ઉનકી સંગ અધોગતિ જોકે દુઃખ ભોગના પડના હય. ઈસિ રહના કુટના વો આપનેકું ઔર મૃતકકું ડુબાનેકા કામ હય. જો આપનેકું તરના હોવે ઔર મૃતક તારના હોવેતો ઉસકે પીછે ખુબ તન, મન, ઔર ધનસેં ધર્મ કરો, ભોગકું મત ભોગો. ભોગ, કાયાકું રોગી બનાનેવાલા હય. દેખો, શાસ્રકારકાભી કહેના યહયકે "ભોગે રોગ ભયં" ભોગસેં રોગકા ભય રહતા હજ, ઈસિસે ઉસસેં દુર રહેના ચાહીએ. પરમ પદ પાનેકે વાસ્તે હર હમેશ પ્રભુકા ભજન કરો, પેટકું ભાડા દેનેકે વાસ્તે નિરસ ભોજન આરોગો. ઔર ધન જો કુછે પાસમે હોવે ઉસ માંરીક દીન જનોકા ઉદ્ધાર કરો. ઔર સંસાર ગ્રહ છોડકે બૈરાગ્ય ધરમેં ચલે જાઓ. વો વૈરાગ્ય તુમકુ ઠેઠ મુકત પુરીમેં પહોંચાવેગા.

**મૈનાવતી**—દાશી ? શું યોગી મહારાજનો ઉપદેશ ? ભલભલાના માન મુકાવે એવી એમની વાણી છે. મારીતો ચીતવૃતિજ ફરી ગઈ છે.

**દાશી**—હા બાઇ સાહેબ. મને પણ તેમજ થયું છે. ગમે તેવો ભોગી હોય તો પણ આમની વાણીથી તો જોગી થયા વીના રહેજ નહી.

**મૈનાવતી**—દાશી ? મારે હવે સંસારનું સુખ શા કામનું છે ? હું આ યોગીરાજ પાસે દીક્ષા ગ્રહણ કરું તો કેવું ?

**દાશી**—બાઇ સાહેબ ! આપ આ શું બોલો છો ? એ તે આપનાથી બને ? યોગનો ધર્મ કર્મ મહા કઠણ છે.

**મૈનાવતી**—તેથી શું થયું ? મન કઠણ ત્યાં સર્વ નરમ.કષ્ટિ વિના સૃષ્ટિ મળતી નથી. સમજી ? જેમાં પ્રથમ દુઃખ તેજ પાછળ સુખનો નિધાન, અને જેમાં પ્રથમ સુખ તેજ દુઃખની ખાણ, એ કષ્ટજ મારૂં નષ્ટ દુર કરી મને અમર સૃષ્ટિમાં પહોંચાડશે.

**દાસી**—તે તો ઠીક ? પણ આ વાત મહારાજા ગોપીચંદ કબુલ નહીં કરે તો ?

**મૈનાવતી**——સૌ થઇ રહેશે. ( ઉભી થઇ જાલંધર પ્રત્યે. ) યોગીરાજ ? મારૂં મન આ અસાર સંસારથી વિરકત થઇ યોગ સાધન કરવા ઇચ્છે છે. માટે કૃપા કરી આપનો કોમળ કર આ દાસીના શિરે સ્થાપી દીક્ષાની પ્રસાદી આપવા ઉદારી થશોજી.

**જાલંધર**—મૈયાં ! દીક્ષા લેની કુછ સહજ નહીં હય. ઉસકા આચાર પાલના બહોતી કઠણ હય. દીનમેં એક વખત શુષ્કહાર લેના, સારા દીન જગત નિયંતાકા ભજન કરનાં, ગતકું પતલા એક બિછાના પર લેટના ઔર સંસારકી મોહ જાલમેં ફસાવે ઐસા કામ નહીં કરના. ઐસા કઠણ યોગ તુમસે નહીં પલા જાયગા. તુમ અચ્છે સુખ સાધન મેં રહે હુવે, ઔર સ્વપ્નમેં કષ્ટકા નામ નહીં સુને હુવેકું યોગ સાધન બડા ભારી હોગા. યોગ, લોક સિંહકી માફક લેતેં હય મગર શિયાળકી તરહ પાલતે હૈં. ઔર કીતનેક કંટાલકે છોડભી દેતેહય. બિચારો, ખ્યાલ કરો. જો તુમસે બને શકે ઐસા હોવેતો મેરેકું કુચ્છ વજે નહીં હય, લેકે પીછે છોડના વોબહોતી ખરાબ હય. ઉસસેં નહીં લેના વોહી ઠીક હય.

**મૈનાવતી**—અધમોધ્ધારક ! આપ જેમ બીના કહીતે પતંગ રંગના વૈરાગ્ય વાળાને માટે છે. જેને મજીઠનો રંગ લાગેલો છે તે કોઈ ઉપાયે અને અનેક વિપતીએ પણ નજતો નથી. કૃપાનાથ ! યોગ જંગલમાંજ આવેતો તેનું શું કારણ ?

**જાલંધર**—ઐસા કુછ નિયમ નહીં હય. અપને મુકામપર રહેકે યાગ સાધે, વોતો ઉત્તમો ઉત્તમ હય. સસ્તી મેંરહકર સંસારકી કાર્ય વા સૈઅલ કહા નહીં જાય ઉસી કે વાસ્તે જંગલ હય. જ્ઞાની કીધરભી યોગ સાધ સકતે હય. નહીં મીલે ઉસકુ સબ કોઇ છોડતા હય, પન મીલે ઉસકું છોડે ઉસકી બલીહારી.

**મૈનાવતી**—મહારાજ ! હવે આ દાસીને યોગ દાન આપી પાવન કરશો ?

**જાલંધર**—તુમારી ઇચ્છા હય તો મેં કુચ્છ ના નહીં કહ શકતા. મગર તુમારા વાલી વારસકી રજા લે કે કામ કરો તો અચ્છા. સબકી રજા લીયે બીના કાર્ય કરનેસેં બડી વિપતી ઉભય હૂ ભોગની પડતી હય. ઔર જગતમેં નિંદા હોની હય. જો સાધુ, અપના ઝુંડ બધાને કે લીયે દીક્ષીતકું છાની દીક્ષા દેતે હય વો ભારી પાપકા કામ કરતે હય જગતમેં હાંસી ઔર ફીટકાર કે પાત્ર હોતે હુવે પન કીતનીક વખત સરકાર દેવડીકી તક જાના પડતા હોય. ઐસા કામમેં વો લાભ સમજ તેં હો, મગર મેરી સમજમેં તો ધર્મકી હેલના શીવાય ઔર

कुछ फायदा निकलनेके होवे सो समजनेमें नहीं आता हय. ईश्वर ईश्वर छुपाना, और भगाना, उनका मामाप और सगांओका त्रास लेना, हजारो गालिओ और अवर्णवाद सुनना वो क्या ? साधुओका काम, जीवो कुं तारना, वैराग्य रंगसे भींगाना, और उपदेश रस पाना वोतो जरुर हय और सुपात्र देखके दीक्षा देनी. उचित हय पन थोडी मुदत उसकुं पास रखना, उसीकी रीतभात देखना, धर्मका उदय उन्नसे होगा के नहीं वो देखना. पीछे उनका परीवारकी मंजुरयात लेके दीक्षा देना वोही श्रेष्ट और निर्विघ्न कार्य हय. और कीसी तरहका पाप बंधनका काम नहीं होगा. उस वास्ते तुम तुमारे जे वाली वारस हो उसकुं ईधर लेकर आओ और उनुके मुखसे मंजुरी दीलाओ तो में दीक्षा देने कुं तैयार हुं इसमना मेरेसे कुछ नहीं होगा.

**मैनावती**—योगेश्वर ! आपनुं कहेवुं यथार्थ छे. अने हुं ते सर्वने लावुं त्यां सुधी आप आ स्थळेज बिराजशो.

**जालंधर**—अहोत अच्छा जलदी आओ. ( मैनावती, दासी सहीत जाय छे. थोडीवारे गोपीचंद तथा मुख्य प्रधानने साथे लइ आवे छे. गोपीचंद तथा प्रधान तरफ आंगळी करी ) य कोन हय.

**मैनावती**—( गोपीचंद तरफ आंगळी करी ) आ मारो पुत्र छे. ( प्रधान तरफ दृष्टि करी ) अने आ मारा राज्यना मुख्य मंत्रीछे.

**जालंधर**—अहोत अच्छा. ( गोपीचंद प्रत्ये ) क्युं बच्चा! यह तेरी माता क्युं योग लेनेकी मरजी हय उसमें तुमारा क्या बिचार हय ? क्या तुम रजा देते हो ?

**गोपीचंद**—गुरु महाराज ! हुं अमनी इच्छानी आडे आवतो नथी. पण जे करवुं होय ते पोताना स्थळमां रहीने करे तेमने योग साधवामां कोइ जातनी अगवड आवशे नहिं.

**जालंधर**—ठीक हय. जाव आलंजाओ मैयां ! ( एक योगी पासे गेरु रंगे रंगेलुं वस्त्र मंगावे छे ते आव्या बाद मैनावती प्रत्ये) तुमारा पहेना हुवा सब वस्त्रकुं उतार के यह वस्त्र पहेन लो. पहेनके पीछे ईधिर आओ. ( भगवुं वस्त्र लइ एक बाजु जइ वस्त्र बदली जालंधर पासे आवे छे. जालंधर मैनावतीना कानमां गुरु

મંત્ર આપે છે. પછી સર્વ લોક ગુરૂ જાળંધર મહારાજની જય બોલી વિસરજન થાય છે. જાલંધર અને બીજા યોગીઓ પણ નદીએ સ્નાન સધ્યા કરવા જાય છે. )

---

## પ્રવેશ ૪ થો.

**સ્થળ**—જંગલ.

**પાત્ર**—સિંહ, સિંહણ, ગોપીચંદ અને તેનું લશ્કર તથા અરજ ગુજારવા આવેલા આદમીઓ વીગેરે.

**૧ લો માણસ**—( જંગલમાં ડુંગરની ખીણ પાસે આવી સિંહને નહીં દેખવાથી ચમકીને ) અરે ! રોજ આ સ્થળે સિંહ સિંહણ બેસતાં હતાં તે કેમ જણાતાં નથી ? શું કાંઇ બીજે તો નહીં જતાં રહ્યાં હોય ?

**૨ જો**—ના, ના, તેઓ ધ્રાણું કરીને આ પાસેની ઝાડીમાંજ ભરાયેલાં હોવાં જોઇએ.

**૩ જો**—હાં હાં ! ખરી વાત છે. આપણા આવવાનો પગનો અવાજ સાંભળી સંતાઈ ગયાં હશે. ( ગોપીચંદ પ્રત્યે ) મહારાજ ! સિંહ, સિંહણ આ ઝાડીમાં ભરાયાં હોય એમ જણાય છે.

**ગોપીચંદ**—એમકે ! ! ( સૈન્યાપતિ પ્રત્યે ) સૈન્યાધિ ? પતિ ? તમારૂં સૈન્ય આ ઝાડીને ઘેરી લઈ બંદુકો તે તરફ રાખી સાવચેતથી ઉભું રહે. જે તરફથી સિંહ સિંહણ જણાય કે બંદુકને અવાજે તેને પૂરા કરે. પણ જેની તરફથી સિંહ અગર સિંહણ નાશી જશે. તેના હું સિંહ સિંહણના બદલામાં પ્રાણ લઇશ. (હુકમ થતાની સાથે સઘળી ઝાડી ઘેરી લઇ બંદુકો તે તરફ ધરી ઉભા રહે છે. ગોપીચંદ બંદુકનો અવાજ કરે છે. અવાજ થતાંની સાથે સિંહણ ગર્જના કરી ગોપીચંદની સામી આવી ઉભી રહે છે તેને ) અરે સિંહણ ! તું આવી. પણ તારો સિંહ ક્યાં ? પુરૂષાતન છતાં સંતાઇ રહી તને મોકલતાં શરમાયો નહીં ? નર છતાં નારીથી કામ લે છે તે ક્યાંની રીત ? ધિક્કાર છે તે નરને, અને તેના પુરૂષાર્થપણાને, મરદને કરવા લાયક કામો જનાં બૈરી પાસે કરાવવાં એના જેવું નિચ કામ ક્યું છે ? તે પુરૂષ નહીં પણ નવીના વિધવા જેવો છે. નર નહીં પણ ખર જેવો છે. ધિક્કાર

છે તેના મરદપણાને. ધિક્કાર છે તેવા મરદ નામ ધરાવનારને, અને લાજિમ છે તેના પુરૂષાર્થપણાને.

**સિંહણ**—રાજા ! મારા શિરતાજ સુતા છે તેથી તેનો લાલ લઈ તેની નિભર્સના કરતો હશે કેમ ? તમારા સબળામાં કેટલું પુરૂષાતન છે તે મારો સ્વામિ સામો આવી ઉભો રહેશે ત્યારે જણાશે. તેની ઉંઘના સુખનો ભંગ નહીં કરવા અને તમારા અવાજનો જવાબ દેવાજ હું આવીછું. ઠીક થયું કે પ્રભુએ આજ સામું ભક્ષ મોકલી દીધું. રોજ રખડતાં પેટ પુરૂં નહોતું ભરાતું તે આજે અમો સ્ત્રિ પુરૂષ બન્ને આનંદથી જમીશું અને અમારા સ્નેહીઓને જમાડીશું.

**સેનાપતિ**—(ગુસ્સાથી) અરે સિંહણ ! તું કોના સામું આટલું બધું વાચાળપણું ચલાવે છે ? જરા નેત્ર ઉઘાડ અને નિરખી ! તારી સાથે તારા સ્વામીનો પ્રાણ લેતાં પલવાર પણ નહીં લગાડે સમજી ?

**સિંહણ**—અરે એમ દમ બનાવી દમાવો નહીં, આ ઉભી હું તમારી સામે તૈયાર !

**ગોપીચંદ**—(સિંહણની હીમત જોઇ રાજી થતો) ધન્ય છે તારી હિંમતને ! તારાજ જેવી સ્ત્રિઓ જગતમાં ઉત્પન્ન થજો. સ્ત્રિ જાત ઉપર પુરૂષોને ઘા કરવો એ યોગ્ય નહીં માટે

## પિલુની લાવણી.

**થારો સુતો શેર નિશંક જગાડે—સિંહની—એહ રાહ.**

તારો સુતો સિંહ નચિંત, જગાડને સિંહણી, — એટેક.
**સિંહણ**—રાજા સિંહને તું નહીં છેડ, કરૂં હું વિનતી. — એટેક.
**ગોપીચંદ**—(ગુસ્સાથી) શું કરવાનો સિંહ તારો, જલદી જઇ તું જગાડ.
બાડે મોરચા રજપુતોથી પડાવી બીં દીન રાડ. — તારો.
**સિંહણ**—તું પ્રજાનો રાજવી અને, તે જંગલનો રાજ;
ઘેરો તોડી ઘડી એકમાં, બતાવશે નિજ ખાજ. — રાજા
**ગોપીચંદ**—ભલે બનાવે ખાજ સર્વને, પણ નવ છાડું આજ;
ગામ ગોરખું ઉજડ કીધું, વેર વાળવું આજ. — તારો
**સિંહણ**—વેર વાળવા ધારી આવ્યા. પણ પાછળ પસ્તાશો;

ઘેર કામની મરે ગભરાઈ, જલદી અહીંથી જાઓ. રાજા.

**ગોપીચંદ**—નથી નારીની પરવા મારે, ડગ નવ પાછો ધારૂં,
ભલે નચિંતથી સુતો પાપી, જાગે ત્યારે મારૂં. તારો.

**સિંહણ**—(ધુરકીને) પાપી કહે શું મુજ સ્વામિને, પ્રજળી મારૂં અંગ;
સિંહ સુતેલો જાગશે ત્યારે, પાડશે રંગમાં ભંગ. રાજા.

**ગોપીચંદ**—રંગમાં ભંગ કરવાને આવ્યો, લશ્કર લઈ હું સાથ;
તારા સ્વામિના પંજા સામે, ચલાવે રજપુત હાથ. તારો.

**સિંહણ**—સિંહ લડે રજપુતની સામે, કોણ જાણે શું થાય;
મહા જોરાવર જોદ્ધા આવી, ખોઈ ગયા નિજ કાય. રાજા.

**ગોપીચંદ**—જોરાવર જોદ્ધાએ વનમાં, કંઈક કર્યા સિંહ ઠાર;
કરે ગુમાન શુ કામની ઝાઝું, મારૂં સિંહ કટાર. તારો.

**સિંહણ**—ધરો કટારી હાથ ધરાપર, કરો કૃપાણી મ્યાન;
ભજવ ભજો ભગવાનનું ભૂપતિ, જેહ બચાવે પ્રાણ. રાજા.

**ગોપીચંદ**—પ્રાણ અમોને છે નહીં પ્યારો, ધન નહીં તું મગરૂર;
ચિત ચોટયું મુજ હરિ ઉપરે, જા ભાગી થા દુર. તારો.

**સિંહણ**—નહીં નહીં જાઉં દુર હું, લડીશ રહી સિંહ સંગ;
સામી આવી ઝાંપું મોઢ્યો, પાડું ફોજમાં ભંગ. રાજા.

**ગોપીચંદ**—તું રહે તુજ કંથની સાથે, ઉભો એટલી વાર.
પડ્યો સિંહ ધબ લઇ ધરણીપર, દુજે કરે ઝટ ચાર. તારો.

**સિંહણ**—અવર કંથ અગ્નિમાં હોમું, જો દુઃખિ ભરથાર;
સતિ ધર્મ ધારી રહી સંગે, મરૂં તેહની લાર. રાજા.

**ગોપીચંદ**—અરે સિંહણ! બોલવામાં સૌ શુરા, પણ કરવામાં બહુ કાયર હોય છે. માટે હૃદય સાથે વિચાર; પનરાજી છોડી સિંહના જાગ્યા પહેલાં ભાગી જા. સિંહની સાથે નકામો તારો પ્રાણ શું કરવા મુએ છે? સિંહની જીવનદોરીનો છેડો આજે આવી રહ્યો સમજ.

**સિંહણ**—અરે રાજા! અમે પશું જાન, મનુષ્ય જેવાં વિશ્વાસ ધાતી નહીં થવાનાં; તેમ કષ્ઠ આવે સુખની ઇચ્છાએ અવર ઠેકાણે નહી જવાનાં જેનો સંગ કર્યો તેનાથી સુખ હો યા દુઃખહો પણ જીવ જતાં સુધી જુદાં થવાનાં નહીંજ? સુખમાં સાથે રહી દુઃખ આવે શું નાશી જવું? અરે ધિક્કાર છે એવી કૃતઘ્નિ રંડાઓને? હુંતો મારો જીવ જતાં પહેલાં જમ રાજાને હાથ મારા સ્વામિને જવા દઇશ નહીં

સમજ્યા? તેનો જીવ ગયા પછી આ દેહ ઉભી રહી તો આ પથ્થર સાથે માથુ ફુટી મારા પ્રાણને તેમનાં પ્રાણ પછવાડે મોકલીશ પણ એક ડગલું આંહીથી આગળ પાછળ હીંડીશ નહીં.

**ગોપીચંદ**—વારૂ વારૂ હવે તે સઘળું થોડીવારમાંજ જણાશે. હવે જા અને તારાપતિને જગાડી આંહી મોકલ.

**સિંહણ**—(ગુસ્સાથી) અહા આટલું બધું ગુમાન? ઠીક ત્યારે લે આ જઈ મારા પતિને જગાડું છું. પણ સાવધ રહેજે કે રખેને નાસી જવાનો કોળીઓ ન કરી લે.

**ગોપીચંદ**—(રક્તનેત્રે) જા જા. રાંડ પતરાજી છોડ. ખાલી ફું-કાડા મારે શું ફાયદો.

**સિંહણ**—(ધુમરથી) અહંહ. (જાય છે અને સિંહની ગુફા પાસે બેસી.)

જાગો જાગો જંગલના રાજવી. એ રાહ.

જાગો જાગોને જંગલના રાજવી. એ ટેક.
જાગો જંગલના રાજવીય, શું તમને આવે ઉંઘ;
આંગણુ આવી શત્રુ ઉભો, બાહાર આવી રાખો ખુંદ. જાગો.
ચઢી આવ્યો છે ગૌડ બંગાળી, ચોદીશ લીધી ઘેરી;
હવે સુવાથી નહીં સરે કાંઈ, મારો તમારો વેરી. જાગો.

(સિંહ આકાશ ભરડતો ઉંડી ગર્જના કરતો બહાર આવે છે એટલે સૌ સાવધાન થઇ તેના સામી બંદુકો છોડે છે. સિંહ કુદી ગો-પીચંદ ઉપર ધસે છે ગોપીચંદની શમસેરના એક ઘાથી ચીસ પાડી ભોંય પડે છે. અને તરફડીયાં મારે છે તે જોઈ.)

**સિંહણ**—(મનમાં) હવે આંહી ઉભું રહી શું કરવું એતો પડ્યો અને એના પ્રાણ પણ જવાના. પણ હવે મારે પ્રાણ શા માટે ખોવો! કહેવત છે કે "જીવતા નર ભદ્રા પામે" માટે જો જીવતી રહીશ તો ગમે ત્યાં સુખ માણીશ. માટે ચાલ જીવ નજર ચુકાવી નાશી જા (એમ કહી નાશી જવાનો લાગ જોતી જોઈ.)

**ગોપીચંદ**—(ક્રોધથી) અરે રંડ! આટલોજ તારો સ્નેહ કે! ઘડી ભર પહેલાંના બોલોનારા ક્યાં ગયા! શુ તારા પતિને સારૂ હ-આડવાજ એવા બોલ બોલતી હતી કે? આનો પ્રાણ જતાં સુધી પણ તારી ટકવાની ધીરજ ન રહી? ધિક્કાર છે ત્રિયા જાતનો!

દુષ્ટ ! તારી દુષ્ટતાનો બદલો હવે મારી આ સમશેરથી લેવામાં કાંઈ પણ બાધ નથી. ચાલ, તૈયાર થા.

**સિંહણ**—( નમ્રતાથી ) અયે રાજન ! આપ કોપ વિડારો, અને વિચારો. મનુષ્ય જાતી કરતાં શું અમે પશુ જાત ચડીએ ? મનુષ્ય બેવફા થાય છે તો અમો પશુનું શું ગજું.

**ગોપીચંદ**—( આ સાંભળી ક્રોધથી ધમધમી ) અરે આ વિષયની વેલ ! આ તું શું બકે છે ? ઓ સિદ્ધાઇનો ડોળ દેખાડનારી ડાકણ ! આવો જવાબ દેતાં કેમ લજવાતી નથી ? ઓ પતિ કરતા પ્રાણને ચાહનાર પાપીણી ! ભૂમિ ઉદરમાં કેમ સમાઈ જતી નથી ? દુષ્ટા ! તારી દુષ્ટ વાસનાને વશ તને થવા દેનાર નથી.

**સિંહણ**—મહારાજ ! આપ કૃપા કરો, ને આપના નિયમથી ન ચુકો. મને નોધારી રહેવા દીધાથી આપને શો લાભ ? શું સિંહનું બાકી રહેલું વૈર મારી પાસેથી લેવું છે ? હું તો એની આજ્ઞામાં રહી તેના કહ્યા પ્રમાણે વર્તતી હતી તેમાં મારો શો દોષ ? દયા કરો અને મને મારા મન ગમતા ઠેકાણે જવા દ્યો.

**ગોપીચંદ**—( સક્રોધ ) તારા જેવી દુષ્ટ સ્ત્રીઓને હણવાથી મારા વ્રતનો ભંગ થનાર નથી. એ વ્રત તો સાધવી સતિ અને સુલક્ષણાંઓ-ને માટે છે. ( સરદારો પ્રત્યે ) શુરવીરો ! શું જોઇ રહ્યા છો ? સિંહની સાથે આને પણ જમપુરીમાં મોકલી દયો.

**સિંહણ**—( નમ્રતાથી ) આ ગૌબ્રાહ્મણના પ્રતિપાળ ! દીન જનોના દુઃખ નિવારનાર ! ધનાર્થિની આશા પુરનાર ! મને સંતાપી મારી ઇચ્છાઓને શાને ડુબાવો છો ? હું આપને કરગરીને કહું છું કે મને જવા દો અને સુખી થવા દો. હું ફરી આ રાજની હદમાં પગ નહીં મુકું અને કહેલા સ્વામિને પણ નહીં મુકવા દઉં. દયા કરો, અને માર્ગ મુકો.

**સેનાપતિ**—કૃપા સાગર ! મરેલાને મારવાથી શો લાભ ? આપણી હદ બહાર જાય તો પછી પછી આપણને શી હરકત ?

**ગોપીચંદ**—સેનાપતિજી ? શાણા થઇ શાને ચુકો છો ? વેરીને વિખુટો કરવાથી પાછો પીડશે નહીં એવી શી ખાત્રી ? એના આમણાના બોલો નો સંભારો ! હજુ તો બોલે વાર થઈ નથી તેટલામાંજ ફરી ગઇ તો હવે પછી નહીં ફરે એવી શી ખાત્રી ? સ્ત્રીનો વિશ્વાસ શો માટે—

ખડા વાઘ જઇ પડા જમીંપર લગા ગીદા ભાલા એ રાહ.
નવ રહો કોઇ નારી ભરૂસે, આ જગમાં ભાઇ;
જુઠી મહોબત જુઠી સગાઇ, જુઠ વચન દાઇ.
મરતો મુકી સિંહ જુઓ તે, કેવી જાય ચાલી;
દયા ધરી નહીં કાંઇ ઉરમાં, બૈદીન સંગ માલી.
જાન બચાવી જાય જંગલમાં, ઝધડાથી હારી;
નાળે નાળે ફરશે ભટકતી, જોબનની મારી.
આહ જગતનો કેવો તમાસો, જુઓ સૌ યારો; .
રાંડ જાનીથી પ્રીત કરી, કોને મેળવ્યો શંધ્યારો.
મન મલિન ને કપટ જુઠી, વિષય વાસમાં રહે રાચી;
ચીન હરે બૈ પિન હરે પણ, મન દેવામાં છે બૈ કાચી;
એથી નવ રહો જન સૌ રાચી, રહો સદા દુરે—

**સેનાપતિ**—રાજેંદ્ર ? કરશે તેવુ પામશે. ફરી આંહી આવશે તો તેના માટે આ સમશેર તૈયાર છે. અને ખબર થતાંજ હણતાં શી વાર છે. માટે જવા દયો એ દુષ્ટાને કાળુ મો લઇને. ( રાજા ખસે છે એટલે સિંહણ ખુશી થતી નિચું વદન રાખી ચાલી જાય છે એટલે ) કૃપાનાથ ? સમય વધારે થયો છે. હુકમ હોય તો નગર ભણી ચાલીએ.

**ફરીયાદીઓ**—મહારાજ ? આમા સઘળાને જીવનદાન આપ્યુ છે તેથી આપનો મોરા આભાર માનીએ છીએ. હુકમ હોય તો અમે અમારે ધામ જઇએ.

**ગોપીચંદ**—હા, સિધાવો ( ફરીયાદીઓ જાય છે એટલે ) આપણે પણ ચાલો ( સર્વ જાય છે. )

---

## પ્રવેશ ૫ મો.

**સ્થળ**—રાજ માર્ગ.

**પાત્ર**—કેટલાક નગરજનો અને વિદુષક.

**પ્યારેલાલ**—( એકલો ) અરે રાજ માતા ! રાજ માતા ! આ તમોને શું સુઝયું ? તમો કોણ ? તમારી જાત કોણ ? તમારાં માતા પિતા કોણ ! તમો કોના ધણીઆણી ? અને તમારો અધિકાર શો ? તેનો તમને જરાએ વિચાર નથી આવતો ? રાજ્ય અધિકારી

અને રાજ્ય માતાનું પદ ધરનારાં તમો આ શું કરો છો ? અનીતિ વીગેરેને અટકાવનારાં થઈ તમો પોતેજ આડે માર્ગે કેમ પ્રવર્તો છો ? તમારા ધર્મથી ગરીબના ઘરમાં સટો કેમ નહીં ઘુસે ? તમારે કેવા આચાર વિચાર પાળવા એથી શું તમે અજાણ્યાં છો ? અરે વિષય વિકારને વળગી એકને માટે સર્વને અલગ કરવા શા માટે તૈયાર થયાં છો ? એક ભિખારી અને ભામટા જોગી સાથે પ્યારમાં પડવું એ તમોને છાજે છે કે ? અફસોસ ? સદ અફસોસ ! ! હાય ! દુનિઆમાં હવે શું થવા બેઠું છે.

**રમેશચંદ્ર**—( એવામાં પ્રવેશ કરી એક રહી સ્વગત ) અરે આતે જોગી કે ભોગી ? આતે સાધુ કે ઢંગા ? આતે સંન્યાશી કે સત્યાનાશી ? ધિક્કાર છે એવા જોગીને કે જેને પોતાની પ્રપંચ જાળમાં હજારો પરનારીઓને ફસાવી તેઓનું શિયળ રત્ન હરી લીધું છે. એવા જોગીઓનું ? એવા દાંભિકોનો દાટ કાં નથી વળતો ? અરે એવા ધુતારા ઢોંગીઓને ધરતી માતા પોતાના ઉદરમાં કેમ સમાવી નથી દેતી ? ધર્મને નામે ધુતિ ખાનારા ધુત્તાઓ ધુળ પડો તમારા જીવતરને આતે ધર્મ ગુરૂ કે કર્મ ગુરૂ ? આતે વૈરાગી કે રાગી ? અરર ! ! આ-શો જુલમ ! જોગટાએ તો દાટ વાળવા માંડયો. ( એમ કહી ચાલતાં ચાલતાં પ્યારેલાલથી અથડાય છે. તેથી પ્યારેલાલ તેના સામુ એકી નજરે જુએ છે. વિદુષક જે એક બાજુ છુપાઈ રહી બંન્નેની વાત સાંભળતો હતો તે બહાર આવી. )

**વિદુષક**—( બંન્નેને ) રાંડની પેઠે રડવા શું બેઠા છો ? એ બધો પ્રતાપજ તમારો છે ને ! બાવાજી મળ્યા કે જાણે પ્રભુ મળ્યા હોય તેમ બાપજી બાપજી કરી બજારેથી ઘેરતો તમે તેડી જાઓ છો. અરે એટલેથી નહીં અચકાતાં વિષય વધે એવાં ભોજન જમાડી સુવાસિત મુખવાસ પણ તેમજ કરાવોછો. માટે ભુલ તમારી કે તેમની ? ઝાલ્લું દેખી કોના પગ નથી થાકતા ? નાણું દેખી કોનું ચિત નથી ચળતું ? ઘી, અગ્નિ આગળ પીગાયા વિના રહેતું હશે કે ? સરદ ચાંદની કોને લોભાવતી નથી ? માલ મલીદા મળે પછી નિરસને કોણ ચાહે ? મફતના માલ મલીદા મળે એટલે મહારાજ કેમ મસ્તાઈ વિગર્યા ન કરે? વાંક આપણોને ભુલ બીજાની કાઢીએ એ શું ?

**પ્યારેલાલ**—કોણ ભાઈ રમેશચંદ્ર ? લ્યો તમે પણ ઠીક આવી

પહોંચ્યા. આ જુઓને કેવું સત્યાનાશ વળવા બેઠું છે ?

**રમેશચંદ્ર**—(શોકાતુર થઇને) હા ભાઈ હા. હું પણ તેજ વિચારમાં છું. જ્યારથી એ વાત સાંભળી છે ત્યારથી તો મને કોઇ વાતપર જરા પણ ચેન પડતું નથી. (એવામાં બિહારીલાલ આવી એક બાજુએ)

**બિહારીલાલ**—અરે વિષય ! વિષય સરખા વિષય ! આ તું શું કરવા બેઠો છું ! રંક અને રાય બંન્નેને સમ દ્રષ્ટિએ દેખે છે ! શું તેઓ બંનેની આબરૂની તુલના કરવાની તારામાં શકિત નથી ? એ સતિઓના સત મુકાવનાર દુષ્ટ ! મુનિઓના માન ભંગ કરનાર અધમ ! વ્રતિઓના વ્રત ચુકાવનાર ચંડાળ ! તને મહાદેવે ભસ્મ કર્યાં છતાં આ તારી શી પ્રબલતા ! અરે જેને હવે પોતાનો વૈધવ્ય ધર્મ પાળી ભગવાનની ભકિતમાં દીવસ ગુજારવાના તેને પણ તારી શકિતથી. ચળીત કરી અક્ષય કીર્તિને કલંત લગાડવાં ન ચુકયો ! અરે દંપતિમાં વિરોધ પડાવનાર ! સ્વજન અને સજનમાં તિરસ્કાર અપાવનાર, તને સતકોટી ધિક્કાર છે. ભરી સત્તાની પ્રબલતામાં દબાયેલાને ઘરના કે ઘાટના, સગા કે વહાલાના, નાતનાં કે જાતનાં નહીં રાખતાં અધમ દશાને પહોંચાડયા છે. અફસોસ ? અફસોસ ? (એમ કહી વિચારમાં લીન થઇ નિરાશ વદને ચાલવા માંડે છે અને રમેશચંદ્રને અથડાય છે તેથી ચમકી) કોણ ભાઈ રમેશચંદ્ર ! માફ કરજો કાંઇ ઈજા થઈ હોયતો.

**વિદુષક**—વાહ ! ભાઈ વાહ ! ધોળે દહાડે અને છતી આંખે આવડું મોટું માણસ ન જણાયું કે ?

**રમેશચંદ્ર**—કાંઈ નહીં કાંઈ. પણ એવા શા વિચારમાં હતા જે આમ અથડાઈ પડયા !

**બીહારીલાલ**—ભાઈ, મોટાના ઘરની મોકાંણુ શું કહું ! ધોળે. દહાડેજ અંધારૂં. મોટાના ઘરને ભુતનાદર પોલંપોલા ને ગડબડ ગોટા. કીડીનો અટકાવ અને હાથીનો સુખેથી પ્રવેશ. એવાઓને ઘેર જ્યાં જોઇએ ત્યાં સોમણ તેલે અંધારૂંજ છે.

**પ્યારેલાલ**—તમે વળી આ ક્યાંની વાત કરો છો ?

**બીહારીલાલ**—શું હજું તમે જાણતા નથી ! આખા ગામે.

તો આ વાત જાણી અને તમે એકલા અજાણ્યા એ શુ કે ? કાંઇ બહાર જાઓ છો ? આખો દીવસ ઘરમાંજ રહો છો ?

**વિદુષક**—ચંદ્રમાની શીતલતા મુકી કોયો મુર્ખ સુર્યના સખત તડકામાં રખડે ? અજવાળું મુકી અંધારામાં કોણ ભટકે ? ભાભી સાહેબ ભમને ધીધે બહાર જવા દે ત્યારેને ?

**રમેશચંદ્ર**—( ઉતરેલા મુખે ) ભાઈ, આ સમય મશ્કરી કરવાનો છે ? "જેના દીલમાં દર્દ ન હશું તેને આવે ખલખલ હશું." હજુ મુર્ખનો મુર્ખજ રહ્યો. ( એવામાં બીજા કેટલાક નગર જનો આવેછે )

**પ્રેમચંદ**—( ત્યાં ઉભેલા જનોની વાત સાંભળી મનમાં ) અરેરે દુનિઆમાં શો ગજબ થવા બેઠો છે ? જ્યાં જોઈએ ત્યાં એની એજ વાત.

**નેમચંદ**—( ખેમચંદને ) અલ્યા ખેમચંદ ! પેલા જોગીડાએ તો ડાટ વાળ્યો યાર ? એના આવ્યાબાદ પેટે પુરૂ ભરાતું નથી. શાક ખારૂં તો દાળ મોળી, રોટલી કાચી તો ચોખા ચઢી ગએલા. શું કરવું યાર ? હવે તો પુરા ભોગના દીવસ આવ્યા.

**ખેમચંદ**—એમ થવાનું કાંઇ કારણ ?

**નેમચંદ**—કારણ એજ કે પેલા જોગીડાની આકર્ષણ વિદ્યા ' ઘરનું કામ કર્યું ન કર્યું કરીને આ ચાલ્યાં. ઘરમાં મુદ્દલે જીવજ ન મળે. જો કાંઈ કહું છું તો કલેશને પ્રવેશ કરતાં જરાએ વાર થતી નથી ? શું કરૂં લાજનો માર્યો મુગો મુગો સઉ સહન કરૂં છું.

**વિદુષક**—તમારામાં સત્તા ક્યાં બળી છે સત્તા ? રાંડના ભાર શા કે હુકમમાં ન રહે. ઘરડા પણ કહી ગયા છે કે "ભુખે જ્વર બાજરી ને ભુંધે નાર પાધરી " માટે બજાવિએ દંડા તો વશ રહે રંડા. મલકાવીએ મોઢું તો રાંડ થાય રોઢું. આપણે થઈએ ઢંડા તો રાંડ થાય સંઢા. માટે મારા મહેરબાન ! જો અત્યારથીજ ચેતશો તો ઠીક. નહીં તો તમને ઉભા મુકી ચાલી જશે ચાલી.

**સોમચંદ**—ખેમચંદને શું કરૂં યાર ? મારા ઘરમાં પણ તમારરા જેવીજ દશા છે તમારી સ્ત્રી તો ઘડીએ પણ ઘેર આવતાં હશે પણ મારી મા અને બેનતો આખો દીવસ ત્યાંને ત્યાંજ. ત્યાંજ ખાવું ને ત્યાંજ પીવું.

**પ્રેમચંદ**—નખોદ જજો એ જોગીનું, એને તો આખા ગામમાં ઝેર વર્તાવી મુક્યો છે ને શું ? અરર ! લોક દેખીતી આંખે ઝેર

જેવું થાય છે ? શું લોકમાંથી પાણી જતું રહ્યું ?

**વિદુષક**—પાણી જતું રહેવાનો કાંઈ વાંક છે ? ઉપરા ઉપરી વરસાદ વિનાનાં વરસ ગયાં તે શુ નથી જાણતાં ? વર્ષા વિના વારી કયાંથી રહે ?

**પ્રેમચંદ**—( વિદુષક સામુ જોઇને ) જેને દુઃખ નહીં પેટને પાસુ, તેને આવે શાને આંસુ, જાણે ન કરો ને બકરો. ગામમાં ગમે તે થાય તેની તારે કાંઇ ફીકર છે ? અમને તો રાતદી ઉંઘે નથી આવતી.

**વિદુષક**—એ કાકા ! ઉંઘે ન આવતી હોય તો પેલા પ્રેમચંદ ગાંધીને ત્યાંથી ગોળી લાવીને ખાઓ કે ઝટ ઉંઘ આવી જાય ઝાઝા ઉજાગરા કરશો તો હેરાન થશો હેરાન.

**પુનમચંદ**—( નિસ્તેજ વદને ) ભાઇ ઘર ફાટવું ત્યાં થીગડુ ક્યાં દઇએ ? જાહેર કરીએ તો આબરૂ જાય છે. આતો મુઠી વચ્ચે આપારી. નથી સચવાતી મા બેનની ઇજત કે નથી જળવાતી વહુવારૂની આબરૂ. જ્યારથી તે સાધુડો સધાર્યો છે તેની સાગેજ કલેશ પધાર્યો છે ઘેર ઘેર કલેશનો ઓછવ થઇ રહ્યો છે. અને તેથી લોકો કકળી કંટાળી ગયા છે. હવે શું કરવું તે કાંઇ સુઝતું નથી.

**વિદુષક**—પુરૂષાર્થ ખોઇ બેઠા ત્યાં ઉપાય શો ? ચુડીઓ પહેરોને હીજડાના ટોળામાં ભળી જાઓ. માંકીડાઓ છતાં પીડા ટાળવામાં શું પાછા પડો છો. શું તમારા બધા કરતાં એ જોગટામાં સામર્થ વધારે છે ? વાણીઆ ભાઇ વાતો કરવામાંજ સુરા, પણ કષ્ટ ટાળવામાં તો કાયરજ. જાઓ મારા સાહેબ, એમાં આમ ઢીલા શું થાઓ છો ? ફક્ત એકજ ઘાનું કામ છે.

**પ્રેમચંદ**—જા જા મુરખા ? આપણાથી તે બ્રહ્મહત્યા થાય કે ? શું રૈવરૈવ નર્કના અધિકારી થવું છે !

**વિદુષક**—અમારો આપો. ત્યારે તો જેમ થવુ હોય તો થવા દ્યોને.

**નેમચંદ**—જો બધાની મરજી હોય તો આ ગામ છોડી ચાલ્યા જઇએ, બીજે જઇશું તો સુખી થઇશું ને આનંદમાં રહીશું.

**વિદુષક**—અરે એ કરતાં સાડલો પહેરી ખુણે બેસી રહોતો કેમ ?

**ગણેશદાસ**—કાં એમ કરવું ? દરબારની ફેવરીએ ઘસડયો હોય તો શું ખોટું.

**બીહારીલાલ**—એ કરતાં આપણે સઘળા મહારાજ પાસે જઇ અરજ ગુજારીયેં તો કેમ ?

**રમેશચંદ્ર**—અને વળી રાજમાતાની થતી વાતોથી વાકેફ પણ કરીશું.

**ખેમચંદ**—ત્યારે તો અન્નીમાં ઘી હોમ્યા જેવુંજ બસ, પાંસા પોબાર ?

**શીવદત્ત**—ત્યારે તો શું કરવા કરવી જોઇએ વાર. ઝટ થાઓ તૈયાર, ને ચાલો દરબાર.

**પ્યારેલાલ**—બસ બેડો પાર એ દુષ્ટનો થશે સંહાર ને આપણો થશે જય જયકાર ચાલો ભાઇઓ હવે. ( સૌ જાય છે ત્યાર પછી વિદુષક એકલો. )

**વિદુષક**—મારા દીકરા માટીડા બન્યા છે માટીડા ? ચુડીઓ, ચુંદડી, ચોળી ને ચણીઓ પહેરતા હોય તો કેવું સારૂં ? બોલવામાં વાંકા પણ કરવામાં રાંકા અન્તરે બાહાદુર પણ વગડામાં પોચા. બૈરાં આગળ બાહાદુર પણ બહાર બકરી જેવા વાણી જંગમાં શુરા પણ હીમતમાં અધુરા ભોગ એમના આપણે શું કરશું ? ઠીક છે ? જોવાનો દયો શું થાય છે તે. ( જાય છે. )

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ—પર્ણકુટી.

**પાત્ર**—ચેટકદાસ એકલો—

**ચેટકદાસ**—મારા તે ક્યાં ભોગ લાગ્યા કે ભોગી ફીટી જોગી થયો. ધોબીના કુતરો નહીં ઘરનો કે નહીં ઘાટનો એવી દશાને પ્રાપ્ત થયેલ છું. ઘરથી ઉઠી વનમાં ગયા ત્યારે વનમાંજ આગ લાગી. બૈરાંના કલેશથી કંટાળી જોગી થયા તો આંહી પેટનો કલેશ ઉભો થયો. નશીબ સાજું ચાર ડગલાં આગળનું આગળ છે. જાણ્યું કે બાવા થઇશું તો મીઠું મીઠું ખાવા મળશે. પણ આંહીતો ખાખરાનાએ વાંધા પડ્યા. બેઘડી ભુખ્યા ના રહેવાય ત્યાંતો વારેવારે ઉપવાસનીજ વાત ? આતો શુળ કાઢતાં સોય પેશી ગયા જેવું થયું. જોગ છોડે પણ જપ નથી. ઘેર જઉં તો લોકોની નિંદા સાંભળતાં ન પરવારૂં. અને સ્વજન લોકોના ઓળંબાથી પળવાર પણ ઘરમાં ફરી ઠામ ન બેશું. વળી

એથી બાયડીને પણ બમણું જોર આવે. ત્યારે હવે કરવું શું ને જવું ક્યાં ? આંહીથી નીકળી અવર દેશ જઈ નોકરી કરૂં તો કેવું સારૂ ? (થોડીવાર સુધી વિચારી) ના, ના. નોકરી તો નજ કરવી. શાળી તાબેદારી કોણ ઉઠાવે ? એકતો તેના તાબામાં રહેવું ને વળી આપ્યું ખાવું એતે કેમ પાલવે. હું એ કરતાં તો આંહીજ સારૂ છે. શું ત્યારે કાંઈ વેપાર કરૂં ? (જરા વિચારી) એમાં પણ સાળી પીડા ! પૈસા વ્યાજે કાઢવા, લોકોને ત્યાં જવું તેને કાલાવાલાં કરવાં, દાઢીમાં હાથ ઘાલવો, અને વળી ધક્કા ખાવા એમ કરતાં પણ કદાચ પૈસા મળ્યા તો પણ કાંઇ બીજુ ઉપાધી ઓછી છે ? ઘરાકની સાથે માથાકોડ કરવી, ને વળી ઉઘરાણી લેવા અથડાવું તેમાં વળી જળ, ચોર અને અગ્નિની ધાસ્તી, ઘડી જપીને બેસવા કે રાતે નિરાંતે સુવા કે જપીને જમવાનું તો નામજ નહીં. બળ્યો એ વેપાર ને જહાનમમાં ગઇ નોકરી. આતો ફક્ત વસ્તીમાંથી માગી લાવવાનીજ પીડા. ને ગુરૂજીનો હુકામ ઉઠાવવો. એ શિવાય કાંઇ બીજી ઉપાધી છે ! ઠીકછે ચાલેછે એમજ ચાલવા દયો (સામી નજર કરવાથી ગભરાતો) ગુરૂ મહારાજ, તથા બીજા યોગીઓ સ્નાન કરી આ તરફ આવતા લાગે છે ને શું ? ચાલ ઝટ પુજનની સર્વ સામગ્રી તૈયાર કરી રાખું. (એમ કહી જાયછે.)

## પ્રવેશ ૭ મો.

### સ્થળ—નદીઘાટ.

**પાત્ર**—કેટલીક નગર નારીઓ.

**પ્રેમીલા**—(માથે લુગડાની ગાંસડી લઇ જતી હતી તે, પાણીનું બેડુ લઇ સામી આવતી ગંગાને) અરે ગંગા બેન ! મારો સંગાથ તમને ના ગમ્યો કે ? મેં કહ્યુ હતું જ્યાં મને મુકીને આવતાં રહ્યાં કે ' શેના ઉભાં રહો બા—

**ગંગા**—તને પાંચીબાઇને પરવારતાં પહોર દીવસ લાગે તે હું ક્યાં સુધી ખોટી થાઉં ? વાટ ઘણીએ જોઇ ને તું ન આવીને જમના મળી એટલે મને તે ખેંચી ગઇ.

**પ્રેમીલા**—હા બા હા. મારો સંગાથ લે શેનો ગમે ? હું જાણું છુજને ' હાલમાં તમારા પ્રેમ મારાપર ક્યાં છે ?

**ગંગા**—આતો ઉલટો ચોર કોટવાળને દંડે છે. ખોટી થયા તે બધું તો ખાડમાં ગયું ને ? ઘાંટા તો તું વહેલી પાડતી હતી તેમ છતાં તને આટલી બધી વાર કેમ થઇ ?

**પ્રેમીલા**—આપણી રાજમાતાની વાત થતી હતી તે સાંભળવા રોકાઇ.

**ગંગા**—અહં એમકે ? ઠીક ! વળી રાજમાતાની એવી શી વાત હતી કે સાંભળવાનો એટલો બધો રસ પડયો. તું તો વાતોની બહુ રસીલી જણાય છે !

**પ્રેમીલા**—વાત ન કરીએ વારે ને વાત ન કરીએ રાતે માટે એ વાત માર્ગમાં કરવા જેવી નથી. હાયરે બાપ ? મોટાના ઘરમાં કેવી પોલંપોલ ? જાણે સો મણ તેલે અંધારૂં. લ્યો ઘેર મળજો હું તમને બધી વાત કહીશ.

**ગંગા**— ઠીક ત્યારે હું જાઉં છું. પણ વાત કહેવાની વિસારે પાડતી ના.

**પ્રેમીલા**—વારૂ બેન વારૂ નહીં ભુલું. (એમ કહી બેન્ને જુદાં પડે છે. પ્રેમીલા લુગડાની ગાંસડી છોડી ધોવા બેસે છે ત્યાં )

**વીજળી**—(વાસણ ઉજાળતી) અલી જીવકોર ? તું કાંઇ જાણે છે કે ?

**જીવકોર**—હું તો કાંઇએ જાણુતી નથી. શું છે તે ?

**પ્રેમીલા**—બહાર નિકળે ત્યારે ને. આખું ગામતો એ વાતથી અજાણ્યું નથી.

**જીવકોર**—બળ્યું શું કરૂં ? ઘરમાંથી રોયો પરવારજ આવતો નથીને. ઘરનો ઉંદર ઘરમાં કે દરમાં. ઘણુંએ બહાર બેસવા મન થાય છે પણ રડ્યાં છોકરાં આડે જરાએ ઉંચી આવતી નથી.

**હરકોર**—છોકરાંનો શીદને વાંક કાઢો છો ? તમારો ધણીજ બહાર બેસવા ચોખ્ખી ના પાડેછે ને ! આ સુંદર વહુને કોઇ મોહી જાય ત્યારે !

**જીવકોર**—( જરા શરમાતી ) બળ્યું તમે આ શું બોલો છો ! તમે તો સદા એવાં ને એવાંજ રહ્યાં. ઘરડાં થયાં તોયે આમ બોલતાં જરાએ શરમાતાં નથી.

**વીજળી**—શરીર ઘરડું થયું પણ મન ઘરડું થયું છે ? જુઓને રાજમાતા રાંડયા પણ સ્વાદ ગયો છે ? લોકની લાજ કાંઈ મુકી ઉઘાડે છોગે પેલા જોગી સાથે કેવા ભોગ ભોગવે છે ?

**પ્રેમીલા**—બળ્યાં એ મોટાં ઘર. જ્યાં જોઈએ ત્યાં મોટા ઘરમાંજ મોકળુ ! દુધ સાકર પીએ ને ઘી ભર્યાં પકવાન ખાય. વળી ફળ ફુલેરાળી આરોગે એ જોર રહ્યું કેમ ઠાલ્યું રહે ? ચાર્યું કે પોઢયાં. કોઇ આવ્યું ગયુ તો તેની સાથે વાતોના તડાકા મારવા. કાંઇકામ ધંધો કરવો છે ? ઘરમાં સીધું સામાન સડતું કે બગડતુ હોય અગર વીણવું સાજવું કે સમારવું હોય તો શેઠાણી સાહેબ ખુરશીમાં કે પલંગમાં બેઠાં ચાકર ઉપર હુકમ કરે, ને છોકરૂં કદાચ અધ્યું કે મુતર્યું હોય અગર રડતું હોય તો તેની પીડ બાઇને નહીં પણ દાઇનેજ લાગેલી હોય. એક પાટલોએ ઉંચો નીચો કાંઈ કરવો છે ? કે પોતાને ખાવા માટે ભાણું સરખુ માંડવું છે તે મહેનત પડે કહો પછી કેમ મસ્તાઇ ન સુઝે ! શેઠ ગયા બહાર ! ચાકર, રસોઇઆ કે સીપાઇ હાજરના હાજર. ક્યાં બહાર જવું છે તે વાત બહાર પડે. આ એનો મોટાનાં છીનાળાં ને નાનાનો મંદવાડ બંન્ને સરખા છે.

**જીવકોર**—ત્યારે જુઓને તેમના છોકરાંઓના દેદાર ! ને અક્કલ, ચાલ ચલણ ને રીતભાત જાણે ચોખ્ખા વરણસંકર.

**સમરત**—મોટાનાં બૈરાંએજ બધું જગત બગાડ્યું છે. ક્યાં છે લોકમાં શૂર કે સહુર કાંઇ કાર્ય બજાવવાનું કે ભય આવ્યો એટલે ભાઇનાં મોઢાં પહોળાં થઇ જવાના. શેઠ રખડે આમ ને શેઠાણી રખડે આમ બળ્યા એમના ઘરના ઢંગ.

**હરકોર**—ત્યારે કહો એ રાજમાતાની શી કસુર ? છતાં ધણી-ઓવાળી આમ કરે ત્યારે વગર ધણીની આમ કરે તેમાં શું નવાઇ.

**વીજળી**—ત્યારે શું આ વાત મહારાજા નહીં જાણતા હોય ?

**જીવકોર**—મોટાના ઘરની વાત કોના કાનમાં આવે. તે કરતાં કદાચ જાણે તો આંખ આડા કાન કરે. ઘડ ફુટે ત્યાં કહે કોને ? રાજા ધણી રાણીઓ લાવે છે તે બધી શું ચોખ્ખી રહેતી હશે ? એનો એમનું એમજ ! એનો મોટાંનાં ઘરને ભુતનાં દર

પેટની પીડ અને ઘરની ભીડ કાંઈ કોઈ આગળ કહેવાય છે ! કહે તો આબરૂ હાથ શેની રહે !

**સમરત**—જોયું, પેલી બિચારી મંછીની દશા થઈ તે ? ફક્ત એતો ભાઈની સાથેજ વાત કરવા ઉભી હતી.

**પ્રેમીલા**—કહને જતાં કે રાત્રીના સમયે એકાંત સ્થળમાં સગા ભાઈ સાથે પણ વાત કરવાનો ધર્મ નથી. ગરીબને આળ ચઢાવનાં અટકાવનાર કોણ ? આ, મોટાના મંદવાડ ને નાનાનું છીનાળું આખુ ગામ જાણે એમાં કાંઇ નવાઈ છે ?

**હરકોર**—જોયા એ જોગી.

**જીવકોર**—કહવા જોગીડા શાના ? ઘરમાં નોલડીઆ નડાકા લેતી હોય, કે આધી, ઉપાધી કે વ્યાધી હોય અગર રડવાને રળવાની શક્તિ ન હોય કે ઘરમાં કાંઇ વાતનો કલેશ હોય તો આ ઝટ રાખ ચોળી બાવા બન્યા ! લોકોના ઘેરથી માગી મલીદા મારવા ને નીરાંતે ઉંઘવું. કહો પછી મસ્તાઈ કેમ ન સુઝે ? કાંઇક કારણ હોય તો કહેશે કે પાંચ દસ સાધુ જમાડો કે સૌ સારૂં થાય. જોયુંને આ સારૂં થાય છે તે.

**વિજળી**—ઘરમાં ખુટયું ખાવા કે ભાઇ થયા બાવા. વૈરાગ્ય રંગે તો કાંઇ વિરલાજ રંગાયલા હોય છે. આતો ધુતારાને ઢોંગી ફક્ત ઉપરનોજ આડંબર પણ માંહીનો ઢમ ઢોલ ને માંહી પોલ. મફતનું ખાય તેને જપ કેમ થાય ?

**યશોદા**—(શાંતપણે બધું સાંભળતી હતી તે) હવે જવા દોને એ વાત ! એતે સારી વાત ભળી છે કરશે તે ભરશે- પારકાં પાપ આપણે શું કરવા ધોવાં જાઈએ ?

**જીવકોર**—ક્યાં કોઇની ખોટી વાત કરીએ છીએ તે. એનો મહારાજજ સાંભળીને બેશી રહે. જોયુંને પેલી જડઅનું થયું તે ?

**યશોદા**—એમાં એના વરે લહાણ શું કાઢ્યું ? ગયોને જીવથી ?

**વીજળી**—રાંડને તો રખડતી કરીને ! હવે કોઈ એ નકટીના સામુ જોનાર છે ?

**હરકોર**—એ તે મરદ ! રાંડ હવે કોની પોસ આંસુડે રૂવે છે ? કરતાં પહેલાં વિચાર કરે નહિં, ને પછીથી પસ્તાય એમાં શું દી વળે !

**પ્રેમીલા**—આ રાજમાતાની પણ આખર અવીજ વયે થવાની છે ? રાજ વૈભવ છોડી જોગટા પાસે શું જોઇ વળગી છે ? રાંડે ઢોંગ કેવા કરવા માંડ્યા છે ? ભગવાં પહેરી કેવી ઠગાઇ ચલાવે છે ? ગમે તે કરે, પણ શુ ગામ આંધળું છે તે એના ઢોંગ ઉપર વિશ્વાસ રાખે ! મારા જેવો છોકરો હોય તો ક્યારનુંએ નાક કાન કાપીને કાઢી મુકી હોય ?

**જમના**—બળ્યુ મુકોને પચાત ? આપણે શું ? ઘણુંએ ગાજતું વાજતું માંડવે આવશે. ઢોલ વાગવા માંડ્યાં છે તે વરઘોડો ઉતર્યા સિવાય બંધ રહેવાના છે ?

**યશોદા**—પણ હવે ઘર ભણી આવવુ છે કે વાતો કરતાં આંહી બેશી રહેવું છે ? જુઓ છો કેટલા વાગ્યા છે તે ?

**વીજળી**—( તડકા તરફ જોઇ ) ઓહો વખત તો બહુ વહી ગયો છે ને શું ? લ્યો ચાલો, ચાલો, ઉતાવળ કરો. ( સર્વે પોત પોતાના કાર્યમાં મની પડે છે. ને થોડી વારે સર્વે જાય છે.)

## પ્રવેશ ૮ મો.

### સ્થળ ગોપીચંદની કચેરી.

**પાત્ર**—ગોપીચંદ—પ્રધાન— સેનાપતી—નગરશેઠ—શંખનાથ—બુધ્ધીધન—તેલ વેચનાર ઘાંચી—મોદી વણીક—સુરદાસ—ગાડાવાળા પટેલ—ગાડાવાળાની સ્ત્રી—દાશાધીપતિ—વિદુષક—સિપાઇ—કોટવાળ ગુણુકા—પ્રતિહાર અને પાછળથી નગરજનો વિગેરે—

**ગોપીચંદ**—પ્રધાનજી અતિ વિરૂષ્ટિથી આપદામાં આવી પડેલા જનોના ઊદર પોષણ માટે શો ઉપાય કર્યો ?

**પ્રધાન**—નરવર ? તેઓના માટે આવતી કાલે સખી ગૃહસ્થોનો સમારંભ કરવાનો છે.

**ગોપીચંદ**—એમાં સમારંભ કરવાનું કારણ શું ? એ બોજો નાગરીકો ઉપર શા માટે નાંખવો જોઇએ.

**પ્રધાન**—ત્યારે શી રીતે કરવું ?

**સેનાપતિ**—એ તો રાજ્ય કોષ્ટાગારમાંથીજ મદદ થવી જોઇએ.

**ગોપીચંદ**—નહીં નહીં રાજ્ય ભંડાર તો રક્ષતનોજ છે. એમની પાસેથી મેળવેલી મીલકત એમને આપવી એ શું ? એ ક્યાંની

રાજનીતિ ? પારકે પૈસે પનોતા થવુ એ ક્યાંની રીત ! કહેવત છે કે બાપના પુણ્ય બાપને ને શોભા મારા ભાઇને એવો ઘાટ થાય.છોકરાની દોલતથી બાપ સંતાનને સુખ આપવું એ ચોગ્ય કહેવાય કે ? ધિક્કાર હો એવા બાપને. એ બાપની પુંજી પછી શું પુણે મુકવાની કે ? રાજા અગર પિતા પોતાણી મીલકતથી રૈયત અને છોકરાંના સુખ સાધનમાં વાપરે તે રાજાને અને બાપને ધિક્કાર છે. લાખો ફીટકાર છે. એ પ્રજાપાળ નહી પણ પ્રજા પીડક છે. એક કવિયે કહ્યું છે કે "ખરો દાનેશ્વરી એહને જાણવો જે દાન દે જગકાળ મોંઘે', માટે મારા ખાનગી વિતમાંથી તમારે જોઇએ તેટલો વ્યય કરો અને સંકટમાં આવી પડેલાની પીડા હરો. ( આ સાંભળી બધા ચકીત થઇ એક બીજાના સામુ જુએ છે. )

**નગરશેઠ**—ધન્ય છે મહારાજ આપની મનોવૃતિને ! આપેપણ આ સમયે લક્ષ્મીના સ્વભાવ ઠીક પારખ્યો. ધન્ય છે આપની જનેતાને ! કહ્યું છે કે જનની જણ તો ભગત જણ, કાં દાતા કાં સુર; નહીતો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નુર. એ મુજબ આપે કવિના કથનને સત્ય કરી બતાવ્યું આવા સમયે થોડું કરેલું પુન્ય પણ મહત લાભ આપે છે. શાબાશ છે શાબાશ, પ્રજાપાળક ! રાજા તો આપના જેવાજ જોઇએ.

**ગોપીચંદ**—નગર નાયક ! આપ મને ધન્યવાદ આપી મારી પ્રશંસા કરો છો પણ હું તે ધન્યવાદ તથા પ્રશંસાને લાયક નથી. કેમકે એ મારો ધર્મ છે, અને મેં મારા ધર્મથી કાંઇ વધારે કર્યું નથી.

**નગરશેઠ**—કૃપાનાથ ! ઉત્તમ પુરૂષો આમજ વદેછે ! વરસવાનો મેઘનો ગર્જના કર્યા વગરજ વરસેછે.

**ગોપીચંદ**—(પ્રધાનજીને) અમાત્યજી ! આજ કીયા કેશો ચલાવવાના છે તે લાવો જોઇએ ( કેસોની યાદી આપે છે તે લઇને ) શંખાનંદ અને બુદ્ધીધન હાજર છે ?

**શંખાનંદ }**
**બુદ્ધિધન }** (નમીને) જી હાં.

**ગોપીચંદ**—(પ્રધાન પ્રત્યે.)આ બન્નેની શાની તકરાર છે ?

**પ્રધાન**—કૃપાવંત ! આ બન્ને સગા ભાઇ છે અને તેઓની મીલ્કત સબંધી તકરાર છે. તેઓના બાપે બંન્નેને સરખા હીસ્સે મીલકત

વહેંચી આપી છે. પણ નાનાભાઇને પોતાના કરતાં વધારે શાખથી ને સુખ ભોગવતો એઇ મોટાના મનમાં એવો અદેશો ઉપજ્યોછે કે મીલકતમાંથી પ્રથમ હાથ મારી લીધોછે. માટે બંન્નેની મીલકત એકઠી કરી સરખો હીસ્સો આપાવો.

**ગોપીચંદ**—ઠીક. (બુદ્ધિધનને) કેમ તમારા ભાઇએ કરેલી ફરીયાદનો તમે શું જવાબ આપો છો ?

**બુદ્ધિધન**—મહારાજ ! મારા ભાઇએ જે વહેમ લાવી મારા ઉપર ફરીયાદ કરી છે તે તદન ગેરવ્યાજબી છે. વસીયતનામામાં જણાવ્યા કરતાં એક પાઇ પણ વધારે લીધી નથી.

**ગોપીચંદ**—(ગુસ્સાથી) વાહ ? જેમ તમારા ભાઇને ઠગ્યા તેમ મને ઠગવા માગો છો કે ' જે હોય તે સત્ય કહો, અસત્ય વહેવાથીન થતાં શખત શિક્ષાને પાત્ર થશો.

**બુદ્ધિધન**—ગરીબ પરવર ? અસત્યથી તથા અધર્મથી સદાકાળ મગ કરતો નથી. આપ વશીયત નામુ જોશો એટલે ખાત્રી થશે. "

**ગોપીચંદ**—વશીયત નામુ ક્યાં છે '

**શંખાનંદ**—( રાજા શામુ ધરી ) આ રહ્યું કૃપાનાથ !

**ગોપીચંદ**—(વશીયતનામુ લઇ બધુ વાંચ્યા બાદ બન્ને) આમાં લખ્યા મુજબ બંન્ને જણાએ વ્યવસ્થા કરીછેને '

**બન્ને**—હા. મહારાજ.

**ગોપીચંદ**—(શંખાનંદને) બોલો તમે શા રીતે વ્યવસ્થા કરી છે?

**શંખાનંદ**—પ્રજેશ ! મારા બાપે મીલકતનો એક ભાગ જમીનમાં દાટવો કહેલો છે તે મુજબ જમીનમાં દાટયો છે અને બીજા ભાગના પશુ રાખવાં તે મુજબ ઘોડા બળદ ગાયો વીગેરે રાખ્યા છે અને ત્રીજા ભાગની રોકડ રાખવી તે મુજબ રોકડા રહેવા દીધા છે અને ચોથા ભાગનો વેહેપાર કરવો તે મુજબ હું બજારમાં ધીરધાર કરૂંછું. એને પણ એજ પ્રમાણે કર્યું હશે તો તેની પાસે આટલી બધી પુંજી ક્યાંથી થઇ તે બતાવે. રાત દીવસ ડોસાના ખાટલા પાસે બેશી આ બધી મહોકાંણુ માંડી છે.

**ગોપીચંદ**—અકળાઓ નહી. જાઓ બેશી જાઓ. (બુદ્ધિધનને) બોલો. તમોએ શીરીતે વ્યવસ્થા કરી છે '

**બુદ્ધિધન**—કૃપાળુ ! મારા બાપે એક ભાગ જમીનમાં દાટવો કહેલો તે મુજબ મેં વાડી, ખેતર અને ઘર તથા દુકાનો કરાવી સર્વ

ભાડે આપ્યાં છે- બીજે ભાગ પશુ પાળવામાં રોકવો તે મુજબ ઘોડા, બળદ, ગાયો ઉંટ પ્રમુખ રાખી તેઓને ભાડે ફેરવું છું અગર કમાણી થાય તેવાં કામ કરવું છું. ત્રીજા ભાગની રોકડ રાખવી તે મુજબ સદ્ધર આશામીઓ રાખી વ્યાજ ઉત્પન્ન કરૂં છું- પેટીમાંથી રૂપૈઆ કાઢતાં જેટલી વાર લાગે તેટલીજ વાર ત્યાંથી રૂપૈઆ લાવતાં લાગે ચોથા ભાગનો વ્યાપાર કરવો તે મુજબ દેશ પરદેશનો માલ મંગાવી તેટલી મુદતથી વેપાર કરૂં છું-

**ગોપીચંદ**—(શંખાનંદને) જોયુ શંખાનંદ ! વિત આમ વધે છે. તમારી મતિ મંદને લીધે કર્ણાના ઘરમાં પ્રવેશ કર્યાં છે. એને એક પાઇ પણ ડોસાની મીલકતમાંથી ઉચાપત કરેલી જણાતી નથી- તેમ છતાં કદાચ લીધાં હોય તો તે તમારો ભાઇ હતો કે બીજો ! એટલું તમારાથી સહન ન થઇ શક્યું ! તમારા જેવા ભાઇઓએજ કલેશને ઘરમાં ઘાલી, દેશનો સંગ કરી, વિતને અવળે માર્ગે વાપરી જગતને પાયમાલ કરી નાંખ્યું છે. તમારા કુસંપેજ પારકાનો પ્રવેશ કરાવ્યો છે. તમારી અદેખાઇએજ તમને પરતંત્ર બનાવ્યા છે. તમારી ચક્ષુમાંના ઝેરેજ તમોને ભીખ માગતા કર્યા છે. અરે ભાઇઓ ભાઇમાંજે ઝઘડ ? ધિક્કાર હો તમારા જેવા ભાઇઓને ! અરે તમારા જેવા ભાઇઓ દુનિઆમાંથી નાશ કાં નથી પામતા ! તમો ભાઇ નહીં પણ દેખીતા શત્રુ છો. દુશ્મનની ગરજ સારનારા છો. જાઓ તમારૂં કાળુ મુખ લઇ ચાલ્યા જાઓ. કચેરીનો વખત નાહક રોક્યો તેને માટે તમોને પાંચસો રૂપૈઆ દંડ કરવામાં આવે છે.

**બુદ્ધિધન**—(નમીને) કૃપાવંત ! શાંત થાઓ. એ દંડ મારી પાસેથી લ્યો. અને એમનો આતમા રાજી થાય તેમ મારી મીલકતાંથી તેમને અપાવો. તેમને નિરાશ ન કરો.

**ગોપીચંદ**—( આ સાંભળી ખુશી થઇ ) શાબાસ છે વણિક પુત્ર શાબાશ છે. તમારા જેવાજ દયાર્દ્ર, સંતોષી, નિરમોહી, અને કુટુંબના સ્નેહી નરો ભારત માતામાં ઉત્પન થજો. તમારી આવી વર્તુણુક જોઇ આનંદ થઇ તમોને નગર નાયકની પદવી આપું છું તે માન્ય કરશો.

**બુદ્ધિધન**—રાજેંદ્ર ! ખોટ જતાં નફો ! દંડ બદલે દામ ! સુળી બદલે સિંહાસન ! શું એ માનને હું લાયક છું ! તે ભાર મારાથી નહીં વહન થાય.

**વિદુષક**—કાકા ! લક્ષ્મી ચાંદલો કરવા આવી છે તો મોંહો શું કરવા ધોવા જાઓ છો ? આખર વાણીઆ ભાઈજાતની. હોઠ સુધી-હા હોય પણ મોંઢેથી ના કહી ભાવ કેમ ન ખાય ? તમારૂં માથું પાશેર બોજો ઉચકવા અશક્ત હોય તો આ બંદાનું માથુ પાંચ મણ બોજો ઉચકવા તૈયાર છે.

**ગોપીચંદ**—જેને જે લાયક હોય તેનેજ તે અપાય છે. માટે આનાકાની ન કરતાં (પટહ બતાવી) આ પટહ બાંધી શીરને શોભાવો. (પટહ બાંધે છે. બાંધી રહ્યા બાદ નમીને.)

**બુદ્ધિધન**—હવે રજા છે ?

**ગોપીચંદ**—હા બંન્ને સીધાવો. ( બંન્ને ભાઇ જાય છે. તેમાં શંખાનંદ જતાં જતાં )

**શંખાનંદ**—(નિરાશ વદને) સાળુ ખોટું થયું. લેને ગઇ-પુન તો ખોઇ આવી ખસમ. ખાટવા જતાં ખશીયાણુ પડયા, એ સઘળો મારી મુર્ખાંમીનાજ બદલો મને મળ્યો છે. ઇર્ષાં દેવીએજ મને અપમાનીત કર્યો છે. ઇર્ષાદેવી આ જગતમાંથી અદ્રશ્ય થાઓ, અને તેના પુજારીઓ પાયમાલ થઇ જાઓ. એ ઇર્ષાદેવીનુ સ્વપ્નમાં પણ કોઇને દર્શન ન હશો- (જાય છે.).

**ગોપીચંદ**—પ્રધાનજી ! જોઇ બુદ્ધિની બલિહારી ! સજ્જન. નાતી સજનાઇ ! સજ્જન કુળીન, અને દાના પુરૂષો તે આનુંજ નામ ! પૈસાવાળાને ખાનદાન માનનારની મોટી ભુલ છે. ડાહ્યાજનો વરસાદની પેઠે અપકારીઓ ઉપર ઉપકારની વૃષ્ટિ કર્યા કરે છે. ( કેશની યાદી હાથમાં લઇ વાંચીને !) તેલી અને મોદીને બોલાવો.

**પ્રધાનજી**—બોલાવુ કૃપાનાથ ? ( શીપાઇને ) જાઓ. બંન્ને જલદી આવો. ( શીપાઇ બંન્ને હાજર કરે છે એટલે. )

**ગોપીચંદ**—આ બંન્નેની શું તકરાર છે ?

**પ્રધાન**—રાજેશ ! ( પૈસાની થેલી બતાવી ) આ થેલી માટે બંન્ને જણા લડે છે. એક કહે છે આ થેલી મારી છે અને બીજો કહે છે આ થેલી મારી છે- આ થેલી કોને સોંપવી તે સમજાતું નથી.

**ગોપીચંદ**—ઠીક. લાવો તે થેલી. ( થેલી લઇ અંદરના પૈસા કાઢી. ચીકણા લાગવાથી ) આ પૈસાને ઉના ખળખળતા પાણીમાં

ઘોઇ નાંખી તે પાણી અહીં મંગાવો. (પ્રધાન થેલી લઇ તે મુજબ કરવા શીપાઇને હુકમ આપે છે.) હવે સુરદાસ ગાડાવાળો સ્ત્રિને હાજર કરો.

**શીપાઇ**—અચ્છા. (કહી બહાર જઈ ત્રણેને લાવે છે. આવ્યા બાદ પ્રધાનને.)

**ગોપીચંદ**—પ્રધાનજી ! આ ત્રણેની શી તકરાર છે તે જણાવો.

**પ્રધાન**—મહારાજ ! સુરદાસ તથા ગાડાવાળો બંન્ને જણની આ સ્ત્રી માટે તકરાર કરે છે. શુરદાસ કહે છે મારી સ્ત્રી છે અને ગાડાવાળો કહે છે મારી સ્ત્રી છે.

**ગોપીચંદ**—(સ્ત્રીને) બાઇ ! તું કોની સ્ત્રી છે ? ગાડાવાળાની કે શુરદાસની ?

**સ્ત્રી**—પ્રજાપાળ ! ગાડાવાળાની ધણીયાણી છું.

**શુરદાસ**—મહારાજ ! આ તદન ખોટું બોલે છે. મુળ ડોસા ને વળી આંધળો તેથી આ જુંવાનને દેખી લલચાઇ મને રઝળતો કરવા ચાહે છે. મારા તે કયાં ભોગ લાગ્યા કે ઘોળામાં ધુળ ઘાલી વળી મારી મતિ સુઝી કે આને લઇ અત્રે આવવા આ જવાનીઆના ગાડામાં બેઠો.

**ગોપીચંદ**—કેમ બાઇ ? આ શું કહે છે ?

**સ્ત્રી**—ગરીબ નિવાજ ! કળીયુગ નહીં કરે તેટલું થોડું. ધર્મને ઘેર ધાડ કદાપિ કુશળ ક્યાં નથી જોવામાં આવતું. આતો નિમાજ કરતાં મસીદ કોટે વળગી છે. અને દયા કરતાં ડાકણ ગળે વળગી છે અપંગ જાણી ગાડામાંબેસાડી લાવ્યાં તેનું આ ફળ !

**સુરદાસ**—આપજી ! આવાચાળ રાંડના વચન ઉપર વિશ્વાસ રાખશો નહીં. શો જમાનો આવ્યો છે ? ઘરડપણમાં પરણવું ને વિષ્ટા ખાવી એ બે બરાબર છે. વૃદ્ધપણમાં મારી સારી ચાકરી થશે એ આશાએ આ રાંડને લાવ્યો; પણ આખર ત્રિયા જાતને ! તેની બુદ્ધિ તો છેવટ પાનિએ ને ! જુવાનીનું જોર બાપ કેમ ઝાલ્યુ રહે ! જુવાની તે દીવાની જે ન કરાવે તે થોડું. રાંડ હાથથી જશે તો બાપજી ઘરડપણમાં મારી બુરી વલે થશે. બીજું મારું કોઇ સગુ નથી કે મારી કોઈ ચાકરી કરશે. અરેરે પૈસો તો ગયો પણ તેની સાથે લાજ ન ને આબરૂ બંન્ને જશે કે શું ! જે વગર વિચાર કર્યે વૃદ્ધપણામાં પરણે

તેના આ હાલ ! જો કોઈ ઘરડપણમાં બાયડી લાવે છે તે તેની સાથે અનાચાર અને કલેશને પણ લાવે છે, શરમને સટકાવિ તને પણ વિદાય કરે છે. ધિક્કાર હોમડા સાથે મિંઢળ બાંધનારને. લ્યાનત હો. લોભકી વેચી લક્ષ્મી મેળનારને ! મહારાજ ! મેં મુર્ખાઈએ તો મોટી ભુલ કરી છે પણ આપ ભુલ ખાઈ મારી બુરી વલે કરશો નહીં.

**ઓપીચંદ**—ડોસા ! ગભરાશો નહીં, જાઓ, એક બાજુપર બેસો. ( ડોસો જઈ બેસે છે. ગાડાવાળાને ) બોલ ભાઇ હવે તું શું કહેવા માગે છે ? જો જુઠું જણાવીશ તો ઘેર જવા નહીં પામે.

**ગાડાવાળો**—પ્રજાના પિતા ! આપ ન્યાયી છો. ભલાની દુનિઆ નથી. ધર્મ કરતાં ધાડ આવી લાગે છે. હું અને મારી બાયડી આપના શેહેર ભણી આવતાં હતાં. માર્ગમાં આ ડોસો લથડીઆં ખાતો અને ફાંફાં મારતો અને પગ ઘસતો આપના ગામ ભણી આવતાં નજરે પડ્યો. તેથી તેની દયા લાવી તેને પુછ્યું કે કાકા કણી તરફ જવું છે ? તેણે આ શેહેરનું નામ દેવાથી અને મારે પણ અહીંજ આવવાનું હોવાથી મેં તેને મારા ગાડામાં બેસવા કહ્યુ મારી બાયડીએ તો ઘણુંએ ના કહ્યું છતાં મારા નશીબમાં આવી વિટંબણા લખેલી તે તેનું કહ્યું ન માની આ ડોસાને બેસાડી અત્રે લાવ્યો. દરવાજે આવતાં ઉનસ્વાનું કહેતાં મારી બાયડીનો હાથ પકડી ખેંચવા લાગ્યો. કાકા આ શું કરોછો કહેતાંમાં તો મોટા ઘાંટા પાડી, ડોળા ધુરકાવી મને ધમકાવવા લાગ્યા. મારી એટલી બધી ફજેતી લુટી છે કે બસ તોબા ! બાપજી ! આનો હાથે કરીને પેટ ચોળી શળ પેદા કર્યું છે.

**ઓપીચંદ**—વારૂ જાઓ બેસો એક બાજુએ. ( ગાડાવાળો નિસ્તેજ મુખે જઈ બેસે છે. એટલે સ્ત્રીને ), આ બાઇ ! આમ કરવું શું તને યોગ્ય છે ? તારા માબાપના કુળને કલંક લગાડવા આ શું આદરી બેઠી છે ! આ જુવાની સદા કાયમ નથી રહેવાની આ જુવાન દેખાતો ગાડાવાળો પણ ડોસાની જેવોજ થવાનો. હાલ દેખાતા મદમસ્ત અવયવો ન્યાં સુધી ઢીલા નહીં પડે ત્યાં સુધી તારાપર પ્રેમ રાખી તારૂં પાલન પોષણ કરવાનો. તુ જેમ અત્યારે ડેસાને તજી બેઠી છે તેમ તને પણ આ ગાડાવાળો તજી દેવાનો. અત્યારે આ વૃદ્ધ ડોસાને જેટલું દુઃખ થાય છે તેથી આગળનું દુઃખ

નને થવાનું. માટે વિચાર કર અને ડોસાની સાથે જત. અલ્પ સુખ માટે દીર્ઘ દુઃખ શાને શિર લે છે.

**સ્ત્રી**—આપજી! આ શું બોલોછો? આપ ચતુર છતાં ધુર્તના વચનથી કેમ ઠગાયા છો? મારો પ્રાણ જતાં, પણ હું બીજો પતિ કબુલ કરૂં તેવી નથી. એ ડોસાની મતિ મારી ગઇ છે. મરવાને ભોંય સુધતો પાસરી-બાયડીને પચાવી પડવા કેવો પ્રપંચ આદરી બેઠો છે. જમના દુતને નહીં જોતાં જુઠું બોલતાં જરાએ અચકાતો નથી. આં-ખથી તો આંધળો થયો છે છતાં હવે કામથી પણ આંધળો થયો છે. આ સમય તો એને ધર્મ સાધન કરવાનો છે કે બાયડીએ બાથ ભીડ-વાનો? ઘરડો થયો એટલે ગની ગઇ છે મહારાજ!

**સુરદાસ**—(બેઠો છે ત્યાંથી ઉઠી રાજા પાસે આવી) જોયું બાપજી! રાંડ કેવું ફાટયું ફાટયું બોલે છે તે? જરાએ આપની શરમ રાખે છે? આપની સામાજ રાંડે કેટલી ગાળો દીધી? જેને મુકી લાજ તેને નાનું સરખું રાજ. માથે છેડો નાંખ્યો તેને શું? રાંડ ને સાંડ કોઇનાં નહી તે ખરી વાત છે. રાંડને અતિ લાડ લડાવ્યાં તેનાં આ ફળ! (જઇ બેસે છે.)

**ગોપીચંદ**—(સ્ત્રીને રક્ત નેત્રે) બેઅદબી બંધ રાખ ને આ ડોસાની સાથે જા (કાંઇ નહીં બોલવાથી) કેમ? ડોસા સાથે જવું છે કે કારાગૃહમાં જવા મરજી છે?

**સ્ત્રી**—આપજી! બાપ આગળ બેઅદબી શી? પતિના મુવું પછી અવર પતિને નહીં ઇચ્છનારી તે પતિની હયાતીમાં બીજાને ઘેર જશે? અરે ન્યાયી રાજા, પ્રજાપાળ રાજા? દીનજનોના ઉદ્ધારક રાજા? આ શું ઉચરો છો? શુ આપના રાજ તેજથી અન્યાય આપી અનાચાર કરાવવા ચાહો છો? એ અષ્ટાચાર કરતાં કેદખાનું વધારે પસંદ કરૂછું. મોતની શિક્ષા કબુલ કરીશ પણ એ દુરાચારીને ઘેર જવા ડગલું પણ ભરીશ નહીં.

**ગોપીચંદ**—ઠીક છે. બેસ પછે (બતાવેલે ઠેકાણે જઈ બેસે છે. ગાડાવાળાને ક્રોધથી) કેમ? આ ડોસાને તેની બાયડી સોંપી દેવી છે કે નહીં? અનિતી આદરનારને શી શિક્ષા થાય છે તે જાણો છો? પરાયા માટે પોતાનો જાન શું કરવા જોખમમાં નાંખો છો? સોંપી દયો ને ઘેર જઇ સુખી થાઓ.

**ગાડાવાળો**—શિરતાજ! આપના કોપથી મને પરીતાપ આપો

નહીં. આપનેજ આ ડોસાને મારી બાયડી આપી દેવી હોય તો આપ માલીક નથી. સ્ત્રીના અનાચારની વાત પીઠ પાછળ જાણતાં આંખમાં ઝેરની જ્વાળા વરસી રહે જ, તો હાથે કરી પોતાની બાયડી પરાયાને સોંપી પોતાની દશા આગળ અતો અનાચાર કોણ મુર્ખ. સહન કરી શકશે ? કલીયુગની છાયામાંજ આમ થાય છે તો તેનો જ્યારે અમલ થશે ત્યારે તો કોણ જાણે ક્યાંએ પાપાચરણ થશે બાપજી.

**ગોપીચંદ**—( ક્રોધથી ) ઠીક ન માનશો ત્યારે ! ( ડોસાને ક્રોધથી) સુરદાસ ! આ બંન્નેની વાતપરથી તમારી વાતપર વજન રખાતું નથી. પારકી સ્ત્રીને પોતાની કરવી રહેવા દો ને જે સત્ય હોય તે કહો. સાચું બોલશો તો સંતાપથી બચશો. જુઠું વદશો તો જબરી શિક્ષાને પાત્ર થશો.

**સુરદાસ**—ગરીબ નિવાજ ? આપને મારા બોલવાપર વિશ્વાસ નથી આવતો એ મારા નસિબનોજ વાંક છે. ગ્રહ અવળા હોય છે ત્યારે સઘળું અવળુંજ થાય છે. મેં મુરખામી કરી છે તેનું ફળ હું ભોગવીશજ કને ?

**ગોપીચંદ**—( ક્રોધથી ત્રણે જણને ) તમો સાચુ ન બોલશો જાઓ. તમારા કૃત્યનું ફળ તમે ભોગવો. ( શીપાઇને ) શીપાઇ ?– આ ત્રેણેને લઇ જઇ જુદી જુદી કોટડીમા કેદ કરો. જ્યાં સુધી સાચુ બોલવાની કબુલાત આપે નહીં ત્યાં સુધી આંહી આણતા ના.

**શીપાઇ**—સારૂ ગરીબપરવર. ( એમ કહી ત્રણે જણાને લઇ જવા માંડે છે એટલે પાછો બોલાવી. )

**ગોપીચંદ**—(કાનમાં) તેઓ ત્રણે શું બોલે છે તે ગુપ્તપણે સાંભળી મને આવી ગુપ્ત ખબર આપવી.

**શીપાઇ**—બહુ સારૂ કૃપાનાથ ! ( એમ કહી લેઇ જાય છે જતાં જતાં રસ્તામાં. )

**સુરદાસ**—(મનમાં) ક્યા આપણા બાપનો માલ હતો. વાગ્યું તો તીર નહી તો તક્કો (જાય છે.)

**પ્રતિહાર**—( આવી નમન કરી. પ્રવેશ ? બારોટ રાજ આપની સમક્ષ આવવા ઇચ્છે છે. હુકમ હોય તો અંદર આવવા દઉં.

**ગોપીચંદ**—ખુશીથી આવવા દયો.

**પ્રતિહાર**—જેવી આજ્ઞા ? ( બહાર જઇ બારોટને અંદર પ્રવેશ કરાવે છે. )

**બારોટ**—( આવી નમન કરી ) ભલે, અન્નદાતા ભલે. બાપુને ઘણી ખમા. અમરં રહો ગાૈડ બંગાળા પતિ અમર રહો.

### કવિત.

ધન્ય ધન્ય ગોપીચંદ, ગુણ ગાય સકળ વૃંદ;
અવનિપે અવરચંદ, અત્ર પ્રગટ ભયો હય.
ન્યાયનમેં જૈસો રામ, રૂપ મેં હ જૈસો કામ;
સુખમેં હ સુરધામ, દુઃખ દુર ગયા હૈ.
સુરમેં અરજુન સમ, શત્રુ ડરે દેખી ધામ,
કીર્તિને બિમાર કર, સાગર જામિલિ હય;
લક્ષ્મિમેં લખલૂર, ગાજત વાજિંત્ર સૂર.
આધિ ને ઉપાધિ વ્યાધિ પ્રજાજનકી પિલિ હય;
ભારમિસેં ભરપૂર હુન્નરસેં વાધ્યો નૃર,
માગણુ આંગણુ આકિ, નિરાશ ન ભયો હય;
આપ જેસો મહિપાલ, જગમેં ન દેખ્યો કોઇ;
હરિકે અંતર આજ, હર્ષ છાઇ રહ્યો હય.

**ગોપીચંદ**—(પ્રણામ કરી ઉભો રહે છે એટલે કોશાધી પ્રત્યે ) ભંડારીજી ? આ બારૌટજીને પાંચસો સુવર્ણ મુદ્રાને અમુલ્ય અબર આપો.

**કોશાધિપતી**—જેવી રાજેંદ્રની આજ્ઞા ? ( બારોટને ) ચાલો બારોટજી. ( બંન્ને જાય છે શિપાઈ આવી ગોપીચંદના કાનમાં સુરદાસ અને ગાડાવાળાને તથા સ્ત્રીના ચિતારનો રસ રેડે છે. તેવામાં પૈસા ધોવા મોકલેલા તે શીપાઇ પૈસા ધોયેલું પાણી મહારાજા આગળ મુકે છે તે સુંઘ્યા બાદ મોદીને બોલાવી દમથી. )

**ગોપીચંદ**—આવાં કર્મ કરોછો કે? આમ કરવું શું તમને યોગ્ય છે ? આમ કરી આજીવીકા ઉત્પન્ન કરોછો કે ? વેપારમાં ઉદર ભરાતું ન હોય તો ભિક્ષાવૃત્તિ કરી પોષણ કરો. અનિતિથી દ્રવ્ય ઉપાર્જન કરનાર કેટલાકના મંદીર માળીયાં થયાં ! ગલીએ ગલીએ ફરી ફરી મહા મહેનતે પેદા કરનારનાજ 'પસાપર ત્રાપ' શરમ છે ! શરમ છે !

**મોદી**—( બાઘો બની ) ગરીબપરવર ! આપ જે કહો છો તે શિર ચડાવું છું. હું નિરદોષ છતાં આપ દોષિત ઠરાવો છો તો

ભલે. મેં મારી ઉમરમાં એવી રીતે તો શું પણ ઓછું આપવાનો સારી નરતી મિશ્ર કરી ખપાવવાનો કે છેતરવાનો ધંધો કરી અનિતીથી દ્રવ્ય ઉપાર્જ્યું નથી. હું એવી રીતના ધંધાને ધિક્કાર છું. અને એવી રીતના ધંધા કરનારનું કદી શ્રેય થતુ નૃ ઈ એ સારી રીતે સમજું છું.

**ગોપીચંદ**—(ધાંચીને) આ પૈસા તો તારાજ છેને !

**ધાંચી**—હા નરવર ? જોઇ વાણિઆની કળા ? ગુનો સાબીત થતાં પણ આપના આગળ કબુલ કરે છે ? વણિક જેવી ઠગારી, જુઠા બોલી, કપટી અને ધુર્ત બીજી કોઇ જાત નહીં તેમ વાણિયાથી તો વિશ્વંભર થાકયા છે. તોબા ? તોબા ?

**ગોપીચંદ**—( પૈસા થેલીમાં ભરી ધાંચી સાના ધરી ) લે આ થેલી. ફરીથી સુના ન મુકીશ. મુર્ખા વેપાર કરે છે પણ ભાન નથી રાખતો ( પૈસાની થેલી હાથમાં લઇ મુછોપર તાર દેતો. ખુંખારા કરતો જવા માંડે છે. જતાં જતાં. )

**ધાંચી**—( સ્વગત) હાશ ? બાપ હાશ ? માથે ટોપલા ઉપાડી આખો દીવસ રખડતાં પણ માંડ આટલા પૈસા નથી મળતા. આજ આ બિસ્તુ ઠીક હાથ આવ્યું. વાણિઆને વખોડી મહારાજને કેવા વશ કર્યા છે ? ઘેર જઇ રાંડને બેચાર ધપ્પા મારી આજ તો વિહાયજ કરૂં. આખા દિવસના થાકયા પાકયા ઘેર જઇએ છીએ તોપણ રાંડ જરાએ જંપવા દેતી નથી. હાશ ? આજ ઠીક લાગ આવ્યો ( એમ કહી જવા માંડે છે. )

**મોદી**—(નમ્રતાથી કૃપાળુ ? મારૂં નાક અને દ્રવ્ય બંન્ને ન લ્યો આમ કરી મારૂં ઉદર પોષણુ ન હરો. મને જીવતો ન મારો. (એમ કહી નિરાશ વદને કેડે હાથ દઇ ઉભો રહે છે ધાંચી થોડે દુર જાય છે એટલે જોસથી. )

**ગોપીચંદ**—અલ્યા ધાંચી આમ આવ. ( ધાંચી આવીને ઉભો રહે છે એટલે ) અરે કોણ છે ? ( શીપાઇ આવે છે એટલે ધાંચીને બતાવી ) આ હરામખોરને મુસ્કેટાટને બાંધો. ( આ સાંભળી બધા સ્તબ્ધ થાય છે અને અરસપરસ એક બીજાના મુખ નિહાળે છે. ધાંચી થરથરતો હાથ જોડી )

**ધાંચી**—કૃપાવંત ? આ શું ? ગરીબ પર આશો કોપ ? મારાથી આપની શી અવગના થઇ છે કે એકદમ આમ કરવાની જરૂર

પડી ? બાળકની ભુલ થાય તે મા બાપે લક્ષમાં લેવી શુ યોગ્ય છે ? ચોય ચોરનારને શુળીની શિક્ષા ? મુળાપણુ લેનારને મોચડાનો માર ? કીડી ઉપર કટક ? અરે રાજન ? આમ કરી ગમત્ત મેળવવા ઇચ્છો છો પણ અહીં તો હાડીઆને મન હસુ ને દેડકાનો પ્રાણ જાય તેવું થાય છે. આપને તો આનંદ, પણ ઘેરતો આક્રંદ થશે. માફ કરો અમને જલદી જવા દયો. વાર થવાથી ઘેર રકારોળ થતી હશે.

**ગોપીચંદ**—( રાતાચોળ થઇ ) હરામખોર ઘાંચણ ? રકારોળ તો શું ? પણ ઘેર કાંધુ માંડવાની ખબર કહેવરાવ. ( આ સાંભળી સ્તબ્ધ થાય છે. ) વાણિઆ સાથે લુચ્ચાઇ કરી તેમ મહારી સાથે પણ લુચ્ચાઇ કરે છે કેમ ? મે તને પૈસાની થેલી આપી તેથી મને મુર્ખ જાણતો હઇશ ? ફક્ત એ તારી લુચ્ચાઇ જોવાજ આમ કહેલું છે. ઘાંચી સેતાનના માંચી જગતમાં રહે છે તે ખરૂ છે. મુસલમાનમાં પિંજારા, અને હિંદુમાં ઘાંચી હરામખોર હોય છે તે યથાર્થ છે. હરામનું ધન ખાનાર ? આટલા પૈસા ઉપન્ન કરતાં વાણિઆને કેટલી મહેનત પડી હશે તેની તને ખબર છે ? દગાબાજ ? આમ દગાથી દામ મેળવતો હઇશ ? અરે આ લોભમાં મંદ થએલા ? દગો કોઇનો સગો થતો નથી. ઉજળું એટલું દુધ દેખે છે, પણ આખર દુધનું દુધમાં ને પાણીનું પાણીમાંજ રહે છે. અરે તમારી જાતને જેટલી ઉપમા આપું તેટલી ઓછી છે. અરે આ લોભના પુત્રો ! તમો પ્રભુનો ભય વિસારી લોભને ભજો છો ? ધિક્કાર તમોને, તમારાથી ચંડાળ પણ સારા છે જે અકાર્ય કરતાં અચકાય છે. અરે અનિતિથી દ્રવ્ય ઉત્પન્ન કરનારા અભાગિઆઓ ? પૃથ્વિ પટમાં કેમ પેશી નથી જતા ? અરે કાળમુખા ? હું તારૂ મુખ વધારે સમય જોવા ઇચ્છતો નથી. ( શિપાઇઓ ? લઇ જાઓ આ દુષ્ટને કારાગૃહ ને અંધારી ઓરડીમાં કેદ કરો. ( શિપાઇઓ તેને અવળે હાથે બાંધવા માંડે છે. તેથી—)

**મોદી**—શિરતાજ ? ક્ષમા કરો. એ દોષિત નથી. એનો કસુર નથી. આ બધો લક્ષ્મીનોજ મહીમા છે. લક્ષ્મી કોને નથી ચળાવતી ? વિચારો. મારી અરજી સ્વિકારી એને આ પૈસા ભરેલી થેલી આપી એનું મન રાજી કરો. ક્ષમાવંત એના ગુનાની ક્ષમા કરી બંધનથી મુક્ત કરો.

**ગોપચંદ**—( મોદીને ) શાબાશ; દયાળુ પિતાના પુત્ર શાબાશ ?

જગતમાં વાણિઆજ પૈસાના લોભી હોય છે, પણ એ નિરલોભી નર! તારી મનોવૃતિ અને અમુર્છિતપણાને ધન્ય છે. તારી નિતિ, રીતિને દયા પર પ્રિતી જોઈએ ને શિક્ષાથી મુક્ત કરૂં છું, ( શિપાઈઓ પ્રત્યે ) શિપાઈઓ ? એ કૃતઘ્નિને બંધનથી મુક્ત કરો. ( મુક્ત કર્યા પછી ઘાંચીને ) શું છે તારી મનોવૃતિ પર ? જોઈ આ વાણિઆની ભલમનશાઈ ? જા હવેથી આવું કામ ન કરતો. ( ઘાંચી જતાં જતાં. )

**ઘાંચી**—હરામ ખોરી કરી તો આટલું ધન મળ્યું. અનિતિમાંજ સાર છે. અને લુચ્ચાઈનો બેડો પાર છે. કપટ તો સદા જયજયકાર છે. નાક કટ્યા તો કટ્યા પણ ઘી તો ચટ્યા ( જાય છે. )

**ગોપીચંદ**—( સિપાઈ પ્રત્યે ) પેલા ગાડાવાળા, સ્ત્રી અને સુરદાસને હાજર કરો.

**સીપાઈ**—જેવો હુકમ. ( નમન કરીને જાય છે અને ત્રણેને હાજર કરે છે એટલે. )

**ગોપીચંદ**—( ગાડાવાળાને ) ભલો થઈ આ બાઈને સમજાવ અને આ સુરદાસની સાથે મોકલ, નારી કોઈની થઈ નથી ને થવાની નથી. ડોસાને મુકી તારી સાથે આવવાને તૈયાર થઈ તો તને મુકી બીજાને કેમ નહીં જાય ? વિચાર કર. વિચાર કર. જુવાન જોઈને જીવને જોખમમાં ન નાંખ. પંડીત પુરૂષોએ પણ કહ્યું છે કે "પરનારીની પ્રીત, પતંગ રંગની રીત." ઘરડો ને વળી આંધળો તેને તારાં અલ્પ સુખ સારૂ અસહ્ય દુઃખ સાગરમાં શા માટે હડશેલી દે છે. અરે ઓ નર રૂપે રાક્ષસ ? દયાનો ભક્ષ કરી અવરની આંતરડી ન કકળાવ. એક કવિએ કહ્યું છે કે–તુલસી હાય ગરીબકી કદી ન ખાલી જાય; મુહે ઢોરને ચામસે, લોહ ભસ્મ હોજાય. માટે ધર્મ અને નીતી ધારી આ નારીને તેના ધણીને હવાલે કરી ડોસાને દુઃખમાંથી ઉગાર.

**સુરદાસ**—બાપા ? ભગવન તમારૂં ભલું કરે, ગરીબોની દયા જાણનાર, પ્રભુ તમોને તથા તમારા રાજ્યને આબાદ રાખે.

**ગાડાવાળો**—બાપા ? આ શું બોલો છો? પરણેત નારી પરાયાને સોંપાવો છો એ ક્યાંનો ન્યાય. હરામખોરીને આશ્રય આપશો તો નદીના પુરની પેઠે રાજ્ય સુખ વહી જશે. દયા દુશ્માન થતી હશે એ મેં આજેજ જાણ્યું. ( નિરાશ વદને ઉભો રહે છે. )

**ગોપીચંદ**—(ક્રોધે રક્ત નેત્ર) બાઈ, ઘરડા અને આંધળાને રખડાવી તું શું આની સાથે જવા માગે છે. એ કદી નહીં બને. તારે આ ડોસાની સાથે જવું પડશે. જો આ હુકમ તુ નહીં માને તો શિક્ષાને પાત્ર થઇશ.

**સ્ત્રી**—બાપા! એક તો શિક્ષા કરો છે તે સહન કરૂં છું. વળી આપ અસત્ય શિક્ષા કરશો તે સહન કરીશ. પણ અન્યાયી હુકમ કદી પણ માન્ય કરીશ નહીં. જો આવાજ ન્યાય થશે તો પ્રજાને કષ્ટની કમી નહીં રહે, અમો નાનરીઆ નાતને ઘણી હયાત છતાં તેને ઉભો મુકી બીજે ઘણી કરવાની હીણપત નથી. પણ એ રીવાજને હું ધિક્કારૂં છું. અમારામાં અને વેસ્યામાં ફેર શો? વેસ્યાવિત હોય:ત્યાં સુધી વશ રહી નિર્ધન થતાં નજી બીજાની થાય છે. તેમ અમો પણ મન માન્તુ સુખ હોય ત્યાં સુધી રહી રાજથી રક્ત ન આપે તો રંજાડી ક્લેશથી કંટાળો આપી બીજુ ઘર માંડીએ છીએ. નિતિને નહીં સમજનારી, ધર્મને નહી ધરનારી. સસાર સુખને સર્વોત્તમ માનનારી. વેસ્યાવત વર્તનારી. એવી કુટીલ કામાઓને ધિક્કાર છે. લખ્ખલ્યાનત છે.

**ગોપીચંદ**—શાબાશ! શાબાશ!! તમારા જેવીજ જગતમાં સન્નારીઓ સરજનહાર સરજશે સંસાર સુખની થતી પાયમાલીને અટકાવે. (પ્રધાનને) પ્રધાનજી! ભંડારમાંથી મુગ્ધ મનના દંપતી વાગ્ને સુવર્ણ મુદ્રા અને ઉત્તમ વસ્ત્રો અપાવો.

**પ્રધાનજી**—જેવો નૃપવરનો હુકમ. દ્વાર તરફ નજર કરી કોણ છે કે?

**સીપાઇ**—(આવી પ્રમાણ કરી.) જી હુકમ.

**પ્રધાન**—(ચીઠી લખી સીપાઇ સામી ધરી.) આ ચીઠી લઇ જામદારખાને જાઓ અને ત્યાંથી જે આપે તે લઇ સત્વર આવો. (ચીઠી લઇ સીપાઇ જાય છે.)

**ગોપીચંદ**—(સુરદાસને) ડોસા! આ બાઇએ કહ્યું તે સાંભળ્યું! આ બાઈ કાંઇ તમારૂં લીલું વાળે તેમ લાગતુ નથી માટે આને તો આ ગાડા વાળા સાથે જ જવા દ્યો તમે તમારે બીજુજ શોધી લેજો.

**સુરદાસ**—અન્નપાળ! હું આંધળો તેમજ ઘરડો તે ક્યાં શોધવા જાઉં. માંડ હાથ ચડેલી તો આપ બીજાને અપાવો છો ત્યાં

ઉપાય શો ? દૈવ વિપરીત હોય ત્યાં દોષ કોને દેવો ? ભાગ્ય દેવીજ અવળી ત્યાં ભગવાનને શું કહેવું ? ( સ્વાગત ) ક્યાં પરણીને કે નાતરૂં કરીને લાવ્યો છું. આતો વાગ્યું તો તીર નહીંતો તક્કો. ( ચાસન ) આતો અન્યાય થાય છે ગરીબપરવર!

**ગોપીચંદ**—( ક્રોધથી ) અરે આ દુષ્ટ અન્યાયી! પારકી સ્ત્રી પડાવી લેવી એ ન્યાય કે? તારા આવા કુકર્મેજ આંધળો થયો હશે. મરવાને ભોંય સુંઘતો અને કાળાના ધોળા થયા તો પણ તારી દુષ્ટ વાસના એની એજ રહી? ઓ અધમ! ઉપકાર કરનાર પરજ અપકાર? બદલો આપવો તો રહ્યો પણ ઉલટી તેની તકેદારી પર તરાપ! અહા દુનિયામાં ઓટ તેની જોડજ નહીં; ઓટવાળા માણસોથી જગત્‌નિ સદા દુર રાખો. ઓ અંધ! તું અંધ એટલે સઘળા જગતને અંધજ સમજે છે કે?

**વિદુષક**—કૃપાનાથ? કાણુનું કામ નહીં; અંધાનું નામ નહીં. બાઠાથી બહુ દુરે રહીએ; લુલાથી રામ રામ, ટુંકાનું બાળો નામ-મુગાની મહોકાણુ, શું કહીએ મારે એવાથી તો તોબા, તોબા.

**કોટવાળ**—ચોરી કરે પોતે ને બીજાને ગળે પડે. માર્ગમાં સ્ત્રીઓને જાણીને ધક્કા મારે ને વળી ઉલટા તેઓને ધમકાવે.

**ગોપીચંદ**—(દ્વાર તરફ જોઇ ) કોઇ હાજર?

**સીપાઇ**—(આવી પ્રણામ કરી.) શી આજ્ઞા!

**ગોપીચંદ**—( સુરદાસ તરફ આંગળી કરી. ) આ અધમને મુસ્કેટાટ બાંધી અહીંથી લઇ જાઓને જન્મ પર્યંત અંધારી ઓરડીમાં પુરી મુકો.

**સુરદાસ**—(આ સાંભળી સ્તબ્ધ થઇ અચરીતથી) હેં!

**ગોપીચંદ**—( બોલતો અટકાવી ) હેં ને બેં કાંઇ નહીં. લઇ જાઓ તેને એકદમ (શીપાઇઓ તેને ધક્કા મારી લઈ જાય છે. કોશાગારથી વસ્ત્ર વીગેરે લાવી પ્રધાનજીને સીપાઇ આપે છે. પ્રધાનજી રાજાને આપે છે. રાજા, પટેલ તથા પટલાંણીને આપે છે તે લઈ બંન્ને જણા મહારાજને પગે લાગી જાય છે, તે બાદ—પ્રતિહાર આવી)

**પ્રતિહાર**—નામદાર? બહાર ગણકા આવી છે તે અંદર આવવા આજ્ઞા માગે છે?

**ગોપીચંદ**—ઠીક આવવા દયો.

**પ્રધાન**—મહારાજ ! આપના શ્રમને ઉતારવા ઠીક આવી પહોંચી.

**ગોપીચંદ**—( ગુણકા આવે છે તે ફૂરનસ બજાવી ઉભી રહે છે એટલે ) આનંદ ભવન ! ભલે પધાર્યાં. કર્ણેથી ઉરમાં જઈ આલ્હાદ થાય એવી કોઇ કળા કેળવો.

**ગુણકા**—અહોત અચ્છા સરકાર.

આજ મોહે જાની રંગીલી મિલાયદે. એ રાહ.
આય કોય જાનીકો આજ મિલાયદે,
આજ મિલાયદે, અબિ મિલાયદે. આય
અંગ અગન લગી, અખિયાં તરસન લગી;
પાગ એક ડગ નહીં ચલાય રે. . આય.
જીવ ગભરાય મેરો. ચીત ચિરાય મેરો;
મન નહીં કાંઈ લગાય રે. આય.

**પ્રતિહાર**—(આવી પ્રણામ કરી ) નયનાનંદ ! નાગરિક જનો આપની પાસે આવવાની રજા માગે છે. હુકમ હોયતો આવવા દઉં.

**ગોપીચંદ**—જલદી પ્રવેશ કરાવ.

**પ્રતિહાર**—જેવી પ્રજાપાળની આજ્ઞા. ( નમીને જાય છે ને નગરજનોને બોલાવી લાવે છે. )

**ગોપીચંદ**—પ્રધાનજી ! આ ગુણકાને યોગ્ય શીરપાવની કોશાધિકારી પર ચીઠ્ઠી લખી આપો. (પ્રધાનજી ચીઠ્ઠી લખી ગુણકાને આપે છે તે લઇ નમીને વિદાય થાય છે ને પ્રજાજન શોકાતુર વદને આવે છે તે જોઇ) અહો નાગરિકો ! તમો શા કષ્ટથી શોકાતુર છો ? જલદી કહો કે તેને ઝટ દું દુર કરૂં.

**બિહારીલાલ**—( શોકાતુર વદને ) શું કહીએ ? કહેતાંજ લાજી શરમ આવે છે ને ! શું આવું સાંભળવા માટેજ અમારા કાન ઘરણી વર્ણીએ સરજ્યા હશે ?

**ગોપીચંદ**—શું છે ? શા માટે આમ બોલી શંકાશીલ કરો છો ? જે હોય તે સ્પષ્ટ કહો.

**પ્યારેલાલ**—શું સ્પષ્ટ કહીએ જા તારૂં કપાળ ! અરર ! જગતમાં કેવું અનર્થ થવા બેઠું છે કે એ વાતે તો આખુ ગામ ખળભળી ઉઠ્યું છે. શું આપના કાન સુધી એ વાત નથી આવવા પામી ?

**ગોપીચંદ**—ના ભાઇ ! હું તો કંઈ જાણતોજ નથી. શું છે કહો જોઇએ.

**રમેશચંદ્ર**—કૃપાનાથ? શું કહેવરાવો છો? એ વાત કરવામાં કાંઇ માલજ નથી. નાભ઼જ઼ુવ્યું ત્યાં ટેકો ક્યાં દેવો? શાળા ધુતારા ઢોંગીઓ જોગીના વેશે જગતને કૃપાવ્યાજ બેઠા છે.

**પ્રેમચંદ**—ભાઈ અમને કાં દોષ દ્યો છો? કસુરજ આપણી છે ને! જોગી મળ્યા કે શી વાત! ઘેર લઈ જ્યા, અને મિષ્ટ અને ઉત્તમ આહાર જમાડવા. કહો પછી તે મસ્ત કેમ ન બને! ઇંદ્રિયો બહેકાવનારાજ માદક પદાર્થ છે, વળી નવ યૌવનાનું જોબન, મનોહર મુખ, ચંચળ ચક્ષુ, ને સુંદર સ્વરૂપ, જોઈ કોનું મન ન ચળે? ઘી પણ અગ્નિ દેખતાંજ ઓગળી જાય છે.

**ખેમચંદ**—માદક આહાર અને સરસ સુંદરી! બંન્ને ભેગાં મળ્યાં ત્યાં બાકી શી?

**ગોપીચંદ**—(જરા ગુસ્સાથી) શું છે તે કોઈ કહેશો કે આમ ભરમમાં ભમાવ્યા કરશો? જે હોય તે ઝટ કહો કે તેનો નિવેડો આવે (એક બીજાને ધક્કા મારી રાજા પાસે જવા આગળ કરે છે, એ જોઈ.) ભાઈઓ? બીઓ છો શા માટે? બે ફીકર રહો ને જે હોય તે મુખેથી કહો.

**બીહારીલાલ**—(રક્ત નેત્ર નાગરીકો પ્રત્યે) જરા જેટલી વાત કહેવામાં આમ ધાંધલ કરો છો તો ધાડ પડે શું ધાળવાના! મેંરાં આગળ બહાદુરી બતાવનારાઓ અને છળથી લડનારાઓ જાઓ દુર દુર ખસો હુંજ એ વાત મહારાજાને કહેવા તૈયાર છું (એમ કહી મૈનાવતી સમ્બંધી સઘળી વાત મહારાજાના કાનમાં કહે છે. આ સાંભળી મહારાજા ક્રોધથી લાલચોળ બને છે.)

**ગોપીચંદ**—(વાત સાંભળી રહ્યા બાદ) ઠીક છે. તમે બધા જાઓ. હું તે વાતનો બંદોબસ્ત ત્વરાથી કરૂં છું. (પ્રધાન પ્રત્યે) પ્રધાનજી! કચેરી બરખાસ્ત કરો. તમે જરા બેસજો.

**પ્રધાન**—જેવી નૃપવર્યની આજ્ઞા? (પ્રતિહાર પ્રત્યે) પ્રતિહાર? કચેરી બરખાસ્ત કરો.

**પ્રતિહાર**—કચેરી બરખાસ્ત. (પ્રધાનજી અને રાજા શીવાય સઘળા જાય છે. સર્વના ગયા બાદ.)

**ગોપીચંદ**—(નિસ્તેજ વદને) પ્રધાનજી આ શો ગજબ! કેવી વિપરીત વાત? મારાજ ઘરમાં ધાડો? હું રાજતંત્ર ચલાવું.

છું પણ ઘર ફુટેલું તો ભાનજ નથી. અરે વ્યભિચાર ! વ્યભિચાર ! તારે વશ થનારને ધિક્કાર છે. તારા પંથે પસ્તારને પાયમાલ કરનાર, તારા રસ્તે ચડનારને રઝળાવનાર, તારે માર્ગે ચડનારને માર ખવરાવનાર, તારી વારે વહન કરનારને વર્ણસંકર બનાવનાર, ઓ અભાગિણી. અનાડી. તારૂં નામ હર્ત ભુમિમાંથી કેમ ભુસાઇ નથી જતું ? અફસોસ ! અફસોસ ! અરે આવું સોચણુ તેણે મારા ઘરમાંજ અંધારૂં ! હું નગર ચર્ચા નિહાળનાર, તે ઘર ચર્ચા ન જોઇ શકયો ? હું કેવો મુર્ખ ? અરે હાય ! જાંગ ઉઘડી કોને દેખાડું ?

**પ્રધાન**—ભૂપતિ ? આપ આમ કરો છો તે શું છે ? આપ ક્રોધાતુર થઇ લાલચોળ બન્યા છો, અને મુખમુદ્રા નિસ્તેજ થઇ છે તેનું કાંઇ કારણ ? એવો શું બનાવ બન્યો છે કે આપ આટલા બધા દુ:ખી થયા છો ?

**ગોપીચંદ**—પ્રધાનજી શું કહું ? કહેતાં મારી જીભ પાછી ખેંચાય છે મારી માતા ? જે રાજમાતા, તેમનાં કાળાં કર્મની કથની સાંભળી મારૂં હૃદય દ્રવે છે; ચીત ચરચરે છે અને આખા શરીરે ક્રોધાગ્નિ પ્રસરી રહયો છે. શું કરૂં કે મારી જનેતા છે. જો એના ઠેકાણે બીજું કોઈ હોત તો આ શમશેરના સરણુ કરત !

**પ્રધાન**—( આશ્ચર્યતાથી ) હેં ? આ શુ કહો છો ? આ વાત તમને કોણે કરી ? રાજ માતા ? ધર્મિષ્ટ માતા ? નિતિ વાળી માતા એવું કદી કરેજ નહીં. કહેનારાઓની તદન ભુલ જ છે.

**ગોપીચંદ**—( ગમગીન પણે ) પ્રથમ આ વાતની રાણી વાસમાંથી ખબર મળતાં સાચી નહીં માની વાત કરનારને શિક્ષા કરી નાંખી પણ જ્યારે પ્રજા જનોના મુખથી આ વાત સાંભળું છું ત્યારે તે કેમ ખોટી મનાય ? રજ હોય તો ગજ થાય ને બી હોય તો વૃક્ષ થાય. પણ સમળું તો કાંઇજ ન બને ? મારે માતા, અને તેના દુરાચારી ગુરૂ જોગટાનું જગતમાંથી જડામુળ કાઢી હતાં નતાં કરી દેવાં. હું હવે એ અત્યાચારી માતાનું મુખ જોવા ચાહતો નથી. એ મારી માતા નહી પણ મારા કુળને કલંક લગાડનાર રંગારી છે. એ માતા નહી પણ મારી સાન પેઢીને ડુબાવનાર માછણ છે. એ તાના નહી પણ ઝેરી સાપણ છે. ઓ દુષ્ટ આશય વાળી ? મારા પિતાના મોત કરતાં કાળ નાગે કોળિયો કાં ન કરી ગયો ? કાળાં કર્મને કરનારી વિષવેલી ! આટલા નાગ અવર્ણવાદ બોલના જનાં શા માટે જીવતી રહી છું ?

અરે હું ભુલું છું કેમ ? વિષયાંધને આખું જગત સુન્ય ભાસે છે.

**પ્રધાન**—રાજેશ શાંત થાઓ શાંત થાઓ આપની મહાન વેદના કાંટાની માફકજ કહાડી નાંખીશ. ચિંતાને દુર કરો, ને ક્રોધને દબાવો મારી વાત સાંભળો. જો રાજમાતાને જમને હાથ સોંપીશું તો સ્ત્રિહત્યા અને અપકીર્તી વ્હોરીશું. પણ જોગીને કાળના મુખમાં મુકનાં કશી અડચણ નહી આવે તેથી આપની ચિંતાને નગરની પીડા જશે તેમ ઉડેલી અફવા દબાઇ જસે.

**ગોપીચંદ**—ઠીક હવે તમે પધારો. એ દુષ્ટ હણવા માટે હમણાજ જાઉંશું.

**પ્રધાન**—શિરછત્ર ! ઉતાવળે આંબા પાકતા નથી, એક કવિએ કહ્યું છે કે "સાહસ કામ કરયા થકી હોય હાંનો નાશ." માટે સાહસ કરવાનો સંતોષ રાખો. "ઉતાવળા શો બાવરા, ધીરા સો ગંભીર." માટે આ ટાણે ઉતાવળ કરવાનું નથી. જુઓ, તેના એવો ઘાટ ઘડવો કે કોઇ કળી શકેજ નહીં.

**ગોપીચંદ**—ત્યારે તેનું શી રીતે કરવું ધાર્યું છે ?

**પ્રધાન**—સાંભળો રાજાધિરાજ ? તે પાછલી રાતની સમાધી ધરે છે તે વખતે સર્વ નિંદ્રાધીન હશે. તે સમયે ચાર માણુસો વિશ્વાસુ અને મજબુત જોઇ લઇ જઇ અધર ઉપડાવી આપણી અશ્વશાળાના કુવામાં જપલાવી તે કુવો લાદ અને માટી વિગેરેથી મજબુત પુરાવીશું કે અંદર રૂંધાઈ મરણ પામે.

**ગોપીચંદ**—( હર્ષથી ) વાહ ? મારા શાણા પ્રધાનજી ? તમે તો સારી યુક્તિ શોધી કાઢી આતો સાપ મરે નહી ને લાકડી ભાંગે નહી એવો ઘાટ ઘડયો. પણ એટલી બધી લાદ ક્યાંથી મળી શકશે ?

**પ્રધાન**—ગભરાઓ છો શા માટે ? આજથી બહાર ન ફેંકી દેતાં એકઠી કરી રાખે, પછી તો મળી શકશે ને ? હું તેનો બંદોબસ્ત કરવા જાઉંછું કે પણ આ વાત અવર આગળ પ્રકાશતા નહીં; પ્રકાશશો તો ધારી બીજી ધુદ્ધ મળશે. ગભરાશો નહી અને પ્રજાજનની વાતથી આકળ વિકળ થતા નહી;

**ગોપીચંદ**—કાંઇ ચિંતા ન કરો ને સુખેથી પધારો અને પણ ઘણો સમય થયો છે તેથી જાઉં છું. ( બન્ને જાય છે. )

## પ્રવેશ ૯ મો.

**સ્થળ**—મૈનાવતીનો મહેલ.

**પાત્ર**—મૈનાવતી, જાલંધર, પાટમદે, મનોરમા, પ્રેમકળા. શશિમુખી વીગેરે.

**મૈનાવતી**—( જાલંધર પ્રત્યે ) હે ભગવાન ! પતિતને પાવન કરનાર ! આ સંસાર સમુદ્રથી તારનાર ) આપે પધારી આ દાશીને પાવન કરી તેનું ભવન દીપાવી મોટો ઉપકાર કર્યો છે. ( ગોપીચંદની સ્ત્રીઓ મૈનાવતી પાસે આવવા નીકળેલી, પણ મૈનાવતીની જોગી પ્રત્યે કરતી સ્તુતિનો સ્વર સાંભળી.—

**પાટમદે**—( ખચકાઇ પોતાની શોક્યો ભણી મોઢું ફેરવ્યાં ને સાંભળ્યું કે બેન ? આજે જોગીડો પધારેલો લાગે છે ?

**મનોરમા**—અમારી વાત નહોતી માનતા ને? જોયું ને નજરે ! હવેતો ખાત્રી થઈ ને ?

**મૈનાવતી**—આપને અમૃત રસ જે પીશે તે જરૂર સ્વર્ગના સુખ ભોગવશે.

**પ્રેમકળા**—( આ સાંભળી ) અરરર ? પોતે તો પાપમાં ડુબ્યા છતાં બીજાને ડુબાવવા ચાહે છે !

**મૈનાવતી**—અહો મહાભાગ્ય ! હું આપની આશીગણ છું આપ આમ પધારી હમેશાં દર્શનનો લાભ આપી આ દાશીને કૃતાર્થ કરશો. વૈભવ અને મહેલ માળીઆં હવે મને અકરાં લાગે છે.

**શસિમુખી**—( નાક ફુલાવતી ) કેમ ન લાગે બા ? એતો કામદેવની કળાનોજ પ્રતાપ છે. એમાં કોઈએ સાર કાઢ્યો છે ? કામને વશ થઈ જોગે કુકર્મ કર્યાં છે, રણમાં રખડી વગર મોતે કાળના મોંમાં પડ્યા છે.

**મૈનાવતી**—શું કરૂં કે કેટલાકની નિંદાથી ડરૂં છું. નહીં તો ક્યારનીએ આપની પર્ણ કુટીકામાં આવી બાકી રહેલો કાળ નિર્ગમન કરત ?

**જાલંધર**—એસા હો શકે નઅતો ઉનમ હય. મગર તુમ રાજ લોકસે પર્ણ કુટીકાકા કષ્ટ સહન ન હો શકે. અચ્છા ઈધર રહે કે જેશી લગની લગાઇ હય વયશા હમેશાં લગા રખો તો શભ અચ્છા હોગા.

**પાટમદે**—અરરર ! માઉની આવી કુબુદ્ધિ ? રાજ સુખ અને

મહેલ માળીઆં કરતાં જોગીડાની ઝુંપડી વધારે વહાલી ગણી? તેમાં વાસ કરવો કેવો પસંદ કરે છે. અહા હા! શી કામદેવની પ્રબળતા? વશ કયેલાને અંધ બનાવી કેવો ભમાડે છે? અરે અગ્નિના અખાડે લેઇ જનારા વ્યભિચાર! શું નથી કરાવતો? અને શું નથી તજાવતો? અક્ષય કીર્તિ અને સ્વર્ગ સમાન સુખપર અપ્રીતિ કરાવી, નિરાધાર, પરાણે પેટ ભરતા, નિચકૃત્ય કરનારા અને નિચ કુળમાં ઉત્પન્ન થયેલા સાથે સ્નેહ સાંકળે કેવા સપડાવી દે છે. અને આખરે તેજ પાછો દુઃખદરીઆમાં ડુબાવી દે છે.

**મનોરમા**—બેન? એ પાપનું સ્વપ્નમા પણ સમરણ ન થશે. વ્યભિચારનાં પાંજરે પડી પુરા પિડાય છે તો આજ જણે સાથી તેના દીન પ્રતિદિન વધારો થાય છે?

**પ્રેમકળા**—ભુજંગ, વાદીઓ તેઓને પકડી પોતાના કરંડીઆમાં ગોંધી રાખે તે જાણ્યા છતાં મધુર મોરલીનો નાદ શા માટે સાંભળવા આવે છે? પણ જ્યારે પોતાને વિતકડાં વિતે છે ત્યારેજ મોરલીને ધિક્કારે છે. (શશિમુખી, જાલ ધરની પુજા કરે છે તે જોઇ.)

**શશિમુખી**—જુઓ જુઓ બેન આ સાધુડાની સિફાઈ? માતાજી પાસે કેવાં કૃત્ય કરાવે છે? આવી રીતે તેમના સ્વામિની પણ ભક્તિ નહી કરી હોય!

**મનોરમા**—ચાલો ચાલો શું જોઈ રહ્યા છો? ચાલો તેમનાં આવાં કૃત્યો માટે તેમને ઠપકો આપીએ.

**પારમદે**—ઉતાવળાં ન થાઓ બેન! ઉતાવળ કરવાથી હાની થશે અને ઉલટાં ફંદમાં ફસાઈ શું. પાપીઓ પગને પીડામાં નાખવા પાપથી ડરતા નથી. જુઓ તો ખરાં તેઓ શું શું ચરિત્ર કરે છે તે? (બધી ચુપાચુપ ઉભી રહી ચર્ચા નીહાળે છે.)

**મૈનાવતી**—સ્વામિન? આપના ચંદ્રને વાદળમાં સંતાડી પોતાનીને પજવશો નહીં. કૃપા કરી હમેશાં મેઘવૃષ્ટિ વરસાવી બળેલા બપૈયાની બળતરા શાંત કરશો. આપથી ઉગેલા વૃક્ષને સદા વારી છાંટી વટોળીઆથી વિછેદ ન થાય તેમ જમીન સાથે સજ્જડ જડી દેશો. અહો વટ વૃક્ષ? આપની છાયા નીચે આવી વસનાર કોઈ પણ પ્રાણી પોતાની પિડા હર્યા વિના પાછું ફરતું નથી. અહાહા? શી આપના શક્તિની શિતળતા? જેના પેટમાં પડયું કે ગમે તેવી જકરા-

ગ્રિ છતાં જરાપણુ જનુ રહેતું નથી, જે આપની સાથે સ્નેહ જોડે છે તે જરૂર અમર સુખ ભોગવે છે. અને જેને આપની પ્રસાદી મળી છે તે પરમ પદને પામે છે. કોણ અભાગિઆ હશે કે આંગણે ઉગેલા કલ્પવૃક્ષના ફળ નહીં ખાય? અને દ્રષ્ટિ ઉમેળી લક્ષ્મિને વધાવી નહીં લે.

**જાલંધર**—તેરી ઐસી ભક્તિ દેખકે મેં બહોતી પ્રસન્ન હુવા હું અબ મેરેકુ રજા હય!

**મૈનાવતી**—કૃપાનાથ! રજા? આપ આ શુ બોલ્યા! ઘરમા પધારેલા નિધીઆને શુ જવા દઉ? મને મુર્ખી ન સમજતા!

**જાલંધર**—જીસ પર અમના દીલ લગા ઉશસે અલગ રહેના દુ:ખદાઇ હોતા હય. પન વો થોડા સો મીઠા. મેઘ સબકું અચ્છા લગતા હય અગર જાસ્તી બરસતા હય તબ બોયે હુવે બીકું બીગાડ દેતા હય. સુર્યકા તાપ થોડા પડતાં હય જબ આદમીકું અચ્છા લગતા હય. અગર જાસની તપ હય તબ જીવકું ઘબરા દેતા હય ઓર બનસ્પતિકું જલ દેતા હય. વાસ્ને થોડા સો અચ્છા જાસ્તી સો ખરાબ.

**મૈનાવતી**—આપનું કહેવું યથાર્થ છે. પણ ચંદ્રની શિતળતા કોણ અનાડી અલગી કરવા ચાહે. શું વાસિત વારીનુ પાન મુકી કોણ મુર્ખ ગંધાતું પાણી ગ્રહે?

**જાલંધર**—વોતો ઠીક હય. મગર ચંદ્રકી બહોત શિતળતા આંખકું નિસ્તેજ કરતી હય. દવાસેં જરાસીપીનેસે આરામ હોતા હય. જાસ્તી પીનેમેં આવે તો રોગકું બઢાતી હય. અહાર બી થોડા કરના અચ્છા પણ જાસ્તી કરનેસે અજીરણ હોકે અનંત રોગ ઉત્પન્ન કરતા હય ઓર નિંદ્રા ઔર પ્રમાદકું બઢાતા હયે.

**મૈનાવતી**—વાહ કૃપાનાથ! એમ છે તો ભોજન તૈયાર હયે તે આરોગી આપની મરજી ચાહે તેમ કરો. પણ જરા મને આપની આરતી કરી લેવા દયો.

**જાલંધર**—જેસી તુમારી મરજી. પન ઝટ કરો. ( મૈનાવતી આરતીનો સર્વ સામાન તૈયાર કરી. છેટેથી જાલંધર ઉપર અબીલ, ગુલાલ, પુષ્પ વિગેરે નાંખે છે અને ધુપ ઉખેલી આરતી પ્રગટાવી, કપુર સળગાવી, એક હાથે ઘંટડી વગાડતી, બીજા હાથે નીચેનુ ગીત ગાતી આરતી ઉતારે છે.

**મૈનાવતી**—જયદેવ જયદેવ એ રાહ.

જય જય જોગીરાજ. જય મુક્તિ દાતા; સ્વામિ જય મુક્તિદાતા.
સેવક જનને હર્ષે, ( ૨ ) વૈરાગ્ય રસ પાતાં. જયદેવ ( ૨ )
જાણી અસાર સંસાર, મોહજાળ તોડી. સ્વામિ.
મમતા મદને ત્રોડી, ( પૂ.) પ્રભુથી પ્રિત જોડી. જયદેવ.(૨)
ધન્ય જનુનિ ભૃમાન, જગમાં દીપાવી; સ્વામિ.
મેનાવતિ મારીને,( ૨ ) કીર્તી બહેકાવી જયદેવ.(૨)
જગમાં જનમ્યા પ્રમાણુ તમ જેવા નરને, સ્વામિ
કદંક જનો ઉધ્ધાર્યા; ગ્યાન સ્વપરને. જયદેવ.(૨)
તારક છો પ્રભુ આપ, અબળાના બેલી, સ્વામિ
આપ પ્રસાદી આપી, તારો સૌ પહેલી. જયદેવ.(૨)

( દ્વાર તરફ જોઈ ) કોણ છે ?

**દાસી**—( અંદરથી ) જી શો હુકમ છે.

**મૈનાવતી**—ભોજનનો થાળ ભરી આંહી લાવ.

**દાસી**—(અંદરથી)લાવી બાઈ સાહેબ !(ભોજનનો થાળ લાવી પાટલો, બાજોઠ મુકી, બાજોઠ પર થાળ મુકે છે. એટલે.)

**જાલંધર**—એ ક્યા ખટપટ ! એસા ભોજન ! છીટ, છીટ !! ક્યાં હમકુ તુમારે જેસા કરના મંગતી હયે. ?

**મનોરમા**—જોયું કે ! આવાં ભોજનનેતો રડ્યાને નજરમાં નથી આવતાં ઘેર તો કોણ જાણે ક્યાંએ ખાતો હશે? રડ્યાઓને ખાવા ખોખાં ને કરવા ખુંખારા. વસ્તીમાંથી લોટ માગી લાવી ફાકી પડી રહેનાર તેને આવાં સરસ ભોજનથી મન નથી માનતું શેનું માને બા? માન્યા એટલે મદારે ચડ્યા.

**જાલંધર**—અરે અમ યોગી લોકકુ મારક પદાર્થકા કામ ક્યાં ? એ માદક પદાર્થ, ઇંદ્રીયોકું બહેકાનેવાલા, મન અશ્વકું તુફાની કરનેવાલા, સંસાર સાગરમેં ડુબાને વાલા હય જો ખીલાને ક્યા તમારી મરજી હોવે તો, છાણે હુવે લોટકા છીસરાકી રાબ બીના નિમક ડાલી મંગવાઓ.

**પ્રેમકળા**—ઓહો ! આતો અકરમીના પડીયા કાણાં જેવું છે ને શું ? જુઓ તો ખરાં એનું ભોજન ? આતો પેલી કહેવત જેવું કે કરમમાં કોદરાતો ઘેંશ ક્યાંથી ખાય આંગા ગાળે ચાંચ પાકે તે આનું નામ

**મેનાવતી**—અયે યોગેંદ્ર ! આપ આ શું બોલ્યા ! એમ તે વળી બને! મારા સમ આપ આનાકાની કરોનો,

**જાલંધર**—સોગનકી કુછ જરૂર નહી. જબસે વૈરાગ લીયા હય તબસે માદક સ્વાદિષ્ટ, ઔર તાકાત દેનેવાલી ચીજકા ત્યાગ કીયા હય ઇનનાભી ખાનેકા સબબ એહી હય કે એ પેટકું ભાડા દેકર ધર્મ કાર્યમેં સહાય દેનેકે વાસ્તે કાયાકું ખડી રખે જો ઐસા ખાના થા તો જોગ લેનેકી ક્યા જરૂરથી? ક્યા હમારે મા બાપકે ઘરમાં ખાનેકા નહીં થા? હમભી તુમારે જૈસે રાજ્યવંશી થે. ઔર રાયસતકી બાદીથી કે બૈઠે બૈઠે ઐસે ઐસે ભોજન બનાકે જમતે તોભી ખુટે એસા નહીથા. એહી સંસારમેં સાર નહીં દેખા જબ સબકું ત્યાગ કર ચલે નીકલે નહીતો હમ ઓરતકા ઓર કુટુંબીકા, કલેશકે લીયે, ધન કમાનેકી હીન શકિત કે લીયે, કે ભુખશે મરતેકે લીયે, ઓર દેહકે દર્દકે લીયે અગર કોઇભી આધી, વ્યાધી, ઓર ઉપાધિ કે લીયે આ અંગકું ભભુત લગાકે ભીખ માંગકે ભીખ માંગ કે ભટકતે હયે. હમારા મન પતંગ રંગશે રંગા હુવા નહીં હયે, મગર ઐસા મજીઠ રંગ લગાયા હુવા હય કે કોઇભી ઇલાજ ફીકા ન પડ જાય. નહીંકે જોગી નામ ધરકે એસ આરામ કરકે ચલતે હુવે પંથકું છોડ ઉલટા રસ્ને ચલે ઓર ઓરકુંભી ચલાવે. આપભી ડુબે ઔર ઔરકુ બી ડુબાવે.

**શશીવદની**—જોઇ કે બાપજીની સિદ્ધાઇ ! એવું હોય તો આવા એકાંત સ્થળમાં આવે શું કામ? એનો આપણે આંહી ઉભાં છીયે તેની જાણ થઇ હશે તેથી આપણને સાંભળાવાજ આમ બોલે છે. બાકી તો ઠીકઠીક.

**મૈનાવતી**—ધન્ય છે આપની મનોવૃત્તિને અને આપના યોગને! આપ જેવા મુમુક્ષુ મહેતો થોડાજ અને ક્વચિત મળી આવે છે. તેમ જેનું પુર્ણ ભાગ્ય હોય છે તેનેજ આપના જેવાના દર્શન થાય છે. આપની મરજી એમ છે તો હું તેજ કરી મંગાવું છું. (ડાક તરફ જોઇ.) દાશી !

**દાશી**—(અંદરથી) આવી બાઇ સાહેબ ! (આવે છે તેને)

**મૈનાવતી**—(ભાણું બતાવીને) આ થાળ લઇ જઇ તેનો તમા સઘળાં ઉપયોગ કરો. અને ઘઉંનો લોટ ચાળેલા કુશકા નાખી ના દીધા હોય તો ચીડું નાખ્યા વગર ક્ષારની રાબ કરી લાવ્ય.

**દાસી**—વાહ આઈ સાહેબ ! (જાય છે તે થોડીવારે રાય કરી લાવે છે ને જાલંધર પીએ છે. મૈનાવતી જાલંધરને પવન નાખે છે. રોગ પી રહ્યા બાદ.)

**જાલંધર**—મૈયા !

**પ્રેમકળા**—(મૈયા નામ સાંભળી અચરીત થઈ) અરે આશુ મૈયાં ! આતો અજબ ચમત્કાર ? પ્રેમી અને પ્રિયાના સંબંધમાં આ અજાયબનો બોલ ક્યાંથી ? (થોડીવાર વિચારી) પણ હા હાં, એનો હું સમજી ! એનો ચાંદની ના ને છીનાળવાની મા.

**જાલંધર**—આપ મેરેકું રજા દય ! વખત બહોત હુવા હય ઔર સમાધિકા ભી સમય ભયા હય. ઉસમેં સબ લોક ગઢ દેખંદ જાવેંગે રહે હેંગે.

**મૈનાવતી**—પાછા આ દાસીને દર્શનનો લાભ ક્યારે આપશો ? આપના મુખ વિના ઘડી પણ મને સુખ પડતું નથી. નિરાધારના આધાર આપના આધારેજ આ પ્રાણ છે. આપના રંગ વિના સર્વ રંગ નિરંગ છે.

**જાલંધર**—ઐસા મત કરો. બહોત શગ મત ધરો. રાગકી મારતા હયે. બિચારો ? પ્રભુસેં લગન લગાઓ. આહી પતિતકું પાવન કરને વાલા હય મેરે જેસેસેં ક્યા હોનેવાલા હય. મેરેકુંભી ઉસુને રસ્તા દીખાયા હય, ઔર મેંને તુમકુ દીખાયા હય. ઉસકા ધ્યાન ધરો, ઔર રસનાસેં ઉનકા રટન કરો. જીસસેં પાર ઉતરોગે ઔર ભવ ભ્રમણા મીટાઓગે. (યોગીજન જેના શયણ, જવા માંડે છે એટલે મૈનાવતી દ્વાર સુધી વળાવવા જાય છે. જાલંધરને જવાનું સાંભળી ઘુંઘટ ગયેલી. ગોપીચંદની રાણીઓ જાલંધરના ગયા બાદ સામી આવે છે તેને આવકાર દઈ મહેલની અંદર લઈ જાય છે. સર્વના મુખ ચડેલાં જોઈ.)

**મૈનાવતી**—પ્યારી વહુઓ ? આજ શા કારણે આમ થયું છે ? શું તમારા પતીએ તમને કાંઇ કટુ કથન કર્યું છે કે કાંઇ બીજી ઉપાધી છે ? જે હોય તે જલદી કહો મારા ઉદવેગ પામેલા મનને શાંત કરો.

**પાટમદે**—માતુશ્રી ! અમારા સ્વામિ તરફનું દુઃખનો અમને સ્વપ્નમાં પણ નથી. તેમ અવર કાંઇપણ આધિ ઉપાધિ કે વ્યાધિનો પીડા નથી પણ જીવનમાં હવે કેર વર્તવા માંડ્યો છે તેથી ચીત ચોંળાયા કરે છે.

**મૈનાવતી**—આવું એવું શું છે ? હું તો કાંઇ જાણતીએ નથી. શું રાજપર કાંઈ દુશ્મનનુ દળ આવે છે કે કોઈ રોગનો ઉપદ્રવ છે ?

**મનોરમા**—હા, માતાજી. રડયા દુશ્મનના દાબથીજ આખું નગર ખળભળી રહ્યું છે. અને તેની ચિંતાથીજ લોકો વ્યાધિગ્રસ્ત થયા છે. તોબા ! તોબા ! !

**મૈનાવતી**—( ગાભરા બની ) ત્યારે આપણે શું કરવું ?

**શશિમુખી**—અરે માજી આપણે ક્ષત્રાણીઓને આમ ગભરાવું શું યોગ્ય છે કે ? દુશ્મનને હઠાવી લોકને ચિંતાસાગરમાંથી બહાર કાઢવા.

**મૈનાવતી**—હું ગભરાતી નથી હું તો તૈયારજ છું. તમે સજ્જ થઇ આવો એટલી વાર.

**પાટમદે**—એમાં અમારૂં કામ નથી. ફક્ત આપના એકલાનુંજ કામ છે. એ દુશ્મન આપથી જીતવો બહુ મુશ્કેલ છે.

**મૈનાવતી**—આસુરી ક્ષત્રાણી આગળ શત્રુના ભાર શા ? હમણાજ જઇ શત્રુને હણી મારી પ્રજાને દુઃખમાંથી મુક્ત કરૂં છું.

**પ્રેમકળા**—માજી, બહુ દુર જવાની કે શસ્ત્ર સજવાની કાંઇ જરૂર નથી. એ શત્રુ તો આપની પાસેજ છે.

**મૈનાવતી**—( આમ તેમ જોઈ નહીં દેખવાથી ) બતાવો, બતાવો, કયાં છે એ દુષ્ટ ? એક પ્રહારેજ તેને જમપુરીમાં પહોંચાડી દઉં.

**મનોરમા**—અરર ? કેવી અફસોસની વાત ! પાસે છતાં પણ નથી જોઇ શકતાં કે ?

**મૈનાવતી**—કયાં છે ? હું તો કાંઇ દેખતી નથી. જુઓ જાઓ મારી મશ્કરી કરવા આવિયાં છો કે ? શું આતે તમારી રીત છે ?

**પાટમદે**—માજી ! ગુસ્સે ન થાઓ અમો મશ્કરી કરતાં હોઇએ તો અમને આપના પુત્રના સોગન છે. જે શત્રુ તમારા સંગમાં છે. વિચારો, અને તેને દુર નિવારો બંધ કરો લોકના પોકારો, અને આપનો જન્મ સુધારો. આપ સમજુ છો વધારે શું કહીએ.

**મૈનાવતી**—જે મારા દીલમાં છે તેને તમો શત્રુ ગણો છો ? અફસોસ ! સદ અફસોસ ? ? જ્યાં સુધી માણસના ભાવની સ્થિતિ પરિપકવ થતી નથી. ત્યાં સુધી પરના સદાચરણ, દુરાચરણ રૂપેજ દેખે છે.

**મનોરમા**—માતાજી ? આપના અંતરમાં સદાચરણે, વાસ કર્યો હશે ? પણ આપ જે કાર્ય કરો છો તે જગતની દૃષ્ટે નિંદા

રૂપ થઇ પડ્યું છે. આપણા રાજવંશીને એ યોગ્ય નથી. વાત સાંભળી સાંભળીને મુવા કાન પણ થાકયા શું કરીએ, કાંઇ ગામને મોઢે ગરણું બંધાય એમ છે ?

**શશિમુખી**—બહેનું આપણે એવા જોગી જતીની આપત શી ? એને આપણને શોભે કે ?

**પાટમદે**—માજી ? જોગીરાજા આંહી પધારે છે, તથા આપ તેમની પાસે વખત બે વખતે જાઓ છો તેથી નગર જનોના હૃદય સદનમાં વ્હેમ ભુતે વાસ કર્યો છે. અને એ ભુતના ભરાવાથીજ આખું નગર નિરાંત કરી ખાતું નથી તેમ સુખ કરી ઉંઘતું નથી આપ સમજુ છો વધારે શું કહીએ.

**મૈનાવતી**—( સ્મિત હાસ્યથી ) અરે ભોળી ભામાઓ ! અત્યાર સુધી મને અવળીજ ભમાવી કે ? શિવે સમુદ્ર મથન કરતી વખત નિકળેલું ઝેર પ્રાસન તો કર્યું, પણ પ્રાસન કર્યા પછી હાથ ખંખેરેલા તેથી તેના છાંટા ઉડી લોકોની આંખમાં આવી પડ્યા હોવા જોઇએ. તે વિના આમ કદી બનેજ નહીં. એવા મહાત્મા ઉપર આક્ષેપ ? ગ્હેનને શ્યામ ડાઘ ? અફસોસ ! અફસોસ સદ અફસોસ !! ( એમ કહી મુર્છિત થાય છે તેથી આવેલી વધુઓ ઉપચાર લેવા દોડે છે. )

---

## પ્રવેશ ૧૯ મો.

### સ્થળ—જાલંધરની પર્ણકુટી.

પાત્ર—ગોપીચંદ—પ્રધાન—જાલંધર અને શિપાઇઓ વગેરે.

( જાલંધર સમાધિસ્ત થઇ બેઠા છે તે ઠેકાણે શોધતા શોધતા ગોપીચંદ પ્રધાન અને ચાર શીપાઇઓ આવે છે. તે જાલંધરને સમાધિસ્ત જોઇ. )

**ગોપીચંદ**—( હર્ષ અને ક્રોધ સંયુક્ત ) આ રહ્યો દુષ્ટ યોગીરો ! હાશ ! ઠીક થયું કે થોડી મહેનતે શિકાર હાથમાં સપડાયો. ઓ દુરાચારી ? ઓ લંપટી ? આ સિંહના સપાટાથી આજ બચનાર નથી. ઓ ઢોંગી ? આવા ઢોંગેજ મારી નગર નારીઓને તારા દુરાચરણમાં ફસાવી છે. મારા આખા નગરને હાલક ડુલક કરનાર હવે તારા આયુષ્યનો અવસર આવી રહ્યો છે. ( પ્રધાન પ્રત્યે )

પ્રધાનજી ! ભલું થજો પેલા ભવાનીદાસનું કે એ ભલા આદમીએ આપણને આ રસ્તો બતાવ્યો. જોગીઓજ ધર્મને બહાને અનીતિને દાખલ કરનાર છે. ભોળી ભામાઓને ભ્રમ જાળમાં નાંખનાર ભામટા જોગી નહીં પણ ભોગી છે ? જુવાન નારીઓ જડી કે જોઇ લ્યો જડસાઓની લીલા ! વૃદ્ધ નારીઓને નજરેથી પણ નહીં નિહાળનાર એવા ડોળ ઘાલુઓનો દુનિઆમાંથી કેમ દાટ નહીં વળતો હોય ? ધીકાર હો એવા બ્રહ્મચારીઓના મુખપર ધિક્કાર હો તેની જનેતાની કુખને અને ફિટકાર હો એમના યોગને. નામ તો બાવા, પણ આપણાથી વધારે પરિગ્રહ રાખવામાં બાવા. અન્યાતો સાધુ, પણ સારું જોઇએ બાધુ. થયા સંત, પણ જુવાન ગબરૂ નારીઓની રાખે ખંત. જોગી, પણ ભોગીથી બુંડા. ઉપદેશમાં રૂપાળા, પણ કરમના કાળા. એક કવિએ કહ્યું છે કે, "નામ ધરાવે જોગીદાસ, વનિતાઓ રાખે બે પાસ." અફસોસ ! અફસોસ ! !

પ્રધાન—મહારાજ ? આ સમયે હવે વિલંબ કરવાનો વખત નથી. કોઈ આવશે તો કામ કથલશે અને ધાર્યું ધુળ મળશે. મહેનત વ્યર્થ જશે ને પીડા ઉભી રહેશે માટે આપ અવળું જવા દઇ કરવા આવેલા કાર્યનું મથન કરો.

ગોપીચંદ—ઠીક ( સાથે લાવેલા ચાર માણસોને ) જોઇ શું રહ્યા છો ઉપાડો એ દુષ્ટને ? અહીંથી લઇ જાઓ, ને તેમને બતાવેલા કુવામાં નાખી. કહેવા પ્રમાણે વ્યવસ્થા કરો બીજી મદદ જોઇએ તો ત્યાંથી માગી લેજો, ચાલો ઝટ કરો ખોટી ન થાઓ.

ચારે જણ—જેવી રાજેંદની આજ્ઞા ? ( એમ કરી ચારે જણ જાલંધરને અધ્ધર ઉપાડીને અશ્વશાળામાં લઇ જાય છે )

ગોપીચંદ—હાશ ! પીડા ટળી ને મહેનત ફળી. શુળ નીકળી અને સુખ થયું ( પ્રધાન પ્રત્યે ) પ્રધાનજી ? ચાલો હવે અહીંથી જતા રહીયે. કદાચ કોઇ આવી ચડશે તો પંચાતમાં આવી પડીશું.

પ્રધાન—હા ચાલો, ( બન્ને જાય છે. )

## અંક ૧ લો સમાપ્ત.

## અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—રસ્તો.

**પાત્ર**—ભક્તજન એકલો અને પાછળથી જાલંધરનો શિષ્ય જ્ઞાનકીદાસ.

**ભક્તજન**—(એકલો) કોઈ સુનો મેરીબાદ. એ ગાદ.

થયો જુલમ જુલમ ભારી, નૃપતિની મતિ ગઈ મારી. થયો.
રાજાઓને કાનખરા પણ, સાન દેવી સારી;
સાહસ કરતાં પાછું ન નિરખે, પસ્તાવો થાય ભારી થયો.
લોકાપવાદને લક્ષમાં લઈને, કામ કીધું અવિચારી.
પરમ પવિત્ર ગુરૂ જાલંધર, તેને નાખ્યા મારી. થયો.
હાય હવે આ રાજ તણી શી, દશાજ થનારી
વિનાશકાળે વિપરીત સુઝે, દૈવ ગતિ ન્યારી. થયો.

(ગદ્ય) અરે આતે રાજા કે ઘાતકી? આતે પ્રજાપાળ કે પ્રજાના પીડક? અરર? આતે કેવો ગજબ?? આતો કાળો કેર વાળ્યોને? શું સિદ્ધ પુરૂષની ઘાત? અરર આતે શું કહેવાય? કોણ જાણે રાજાનું શું થવા બેઠું છે? વિનાસકાળે વિપરીત બુદ્ધિ? જરૂર કાંઈ રાજાનું અનિષ્ટ થવાનુંજ! નહીં તો આવા પરમોપકારી, ધર્મ ધુરંધર, શુદ્ધ નીતિ, રીતિ અને વૈરાગ્યવાન, તેમજ સંસાર સમુદ્રના તારક, ભવભયના હારક, જન્મ મરણના સંકટ નિવારક, અને જ્ઞાનામૃતપાનાર યોગેંદ્રનો ઘાત કરવાની મતી સુઝેજ નહીં. રાજાઓ સાનમાં સાચા. પણ કાનના તો કાચાજ હોય છે. કાચા કાનનું પરિણામ બહુ માઠું આવે છે ને અપાર પસ્તાવો કરાવે છે. લોકવાયકા સાંભળી તપાસ નહીં કરતાં જે સાહસ કરે છે તેઓને ધિક્કાર છે. કાનના કાચા ને હૈયાના ફુટેલને ફિટકાર છે. ગુરૂ ઘાતક રાજાએ હાથે કરીને નર્કપુરીનો દરવાજો ઉઘાડયો. બચ્ચાજી? અહીંતો આવું કાળું કર્મ કરી આનંદ માનો છો પણ જ્યારે જમરાજાના ઝપાટા પડશે ત્યારેજ ખબર પડશે. અરે ઓ અભાગિઆ રાજા? ગુરૂનો ઘાત કરતાં તારા હાથ કેમ તુટી ન પડ્યા? અરેરે હવે હું એવા ગુરૂનું મુખ ક્યારે જોઈશ? મને જ્ઞાનવારી કોણ પાશે? અહાહા! શી તેમની નમ્રતા! અને વાણીની મધુરતા! અરે રાજા!

આ પાપી રાજા ! તને આ શું સુઝયું ? તારૂં તેમણે શું બગાડયું હતું ? ( આંખમાંથી આંસુ વહે છે ) એવામાં જાનકીદાસ સામી બાજુથી ગાતો ગાતો આવે છે.

**જાનકીદાસ**—જગતમેં કો નહીં અપનારે. ( ૨ )

માત તાત ઔર ભ્રાત વધુ સૌ, કો નહીં અપનારે. જગતમેં.
સ્વાર્થ હોવે તબ હોત સહોદર, પીછે ન અપનારે. જગતમેં.
સંકટ સમયે સબ ભાગત હય, ઢાલે ન નયનારે. જગતમેં.
સ્વાર્થ એકીલા જાના એકીલા, પ્રભુકું સમરનારે. જગતમેં.
ધર્મ સગાઈ સચ્ચ હમે ભાઈ, અવર હય ન્યમારે. જગતમેં.

( નજીક આવે છે તે ભક્તજનની આંખમાંથી આંસુ ખરતાં જોઈ હય ભક્ત ? કોનસે સંકટકે લીયે એસા વદન હુવા હય ? ઔર આંખોમેં પાણી બહેતા હય ? કયા કુછ આધિ, વ્યાધિ કે ઉપાધિકી પીડા હય ?

**ભક્તજન**— ( આંસુ લોહી નાંખી ), હે મહારાજ ! હું દુખ-ની શી વાત કહું ત્યાં વાંઝીયા ચીભડાં ગળવા માંડ્યાં ત્યાં ફરિઆદ કોના ઉપર કરવી ? મુળ વાંકું થયું ત્યાં કરવું શું ? છાયા આપી સુખ ઉપજાવનાર વૃક્ષ, પરમ સમીપથી સખત પીડા ઉપજાવવા લાગ્યું તો હવે ક્યા જઈ કરવું ? અરેરે, કોણ જાણે જગતમાં શું થવા બેઠું છે ? ( આટલું કહેતા આંખમાંથી વધારે આંસુ ઝરે છે ).

**જાનકીદાસ**—( એ જોઇ ) ભાઇ ? ઇતના રાતા હય કાયકુ ? રાનેસેં ક્યા ફાયદા ? રાનેસે દુખ કમતી નહીં હોતા હયે. આંખ સાફ કર ઔર જો તેરા કષ્ટ હયે સો નિવેદન કર ત્યાં તક મેરેસે અનેગા વહાંતક તેરેકુ કષ્ટસેં દુર કરુંગા.

**ભક્તજન**—( આંસુ લોહી નાંખી ) હે યોગીરાજ તાડવૃક્ષના ફળથી આશા નકામી છે આપથી એ દુ:ખ દુર થઇ શકે તેમ નથી. અરર ! એવા અંધાર પાપીઓને જગત કર્તાએ જગતમાં શું કરવા જન્મ્યા હશે ? જેને જોળ, ખોળ પારખવાની શકિત નહીં તેને રાજ પદવી ? આતે પ્રભુને કેવો ન્યાય ? કહ્યું છે કે, " બુદ્ધો પરણે બાળકી, મુરખ બેસે ગાજ; આજ ઉપાડે બળદિયો, એ સો પરના કાજ " " યથા ગજા તથા પ્રજા " જેવા રાજા. તેવુંજ તેનું ગજા મંડળ મહાત્માને મારતાં એ દુષ્ટને જરા પણ દયા ન આવી ? વિનાશકાળે વિપ-

ગીન સુદ્ધી જરૂર હવે આ રાજનું અને રાજાનું અનિષ્ટ થવાનુંજ !

**જાનકીદાસ**—પણ હય કયા ? યહ ભ્રમકી બાતમેં મેરેકુ સ-મજ નહીં પડતી હય. કૌન મહાત્માકું રાજાને માર ડાલા ?

**ભક્તજન**—અરે મહારાજ, હું શું કહું ? કહેતાંજ મારૂં હૃદય ફાટે છે અરે સત્યાનાશ જજો એ રાજાનું, કે ગુરૂ જાલંધર જેવા મહા-ત્માને જમને હાથ સોંપી દીધા. અરેરે એવા ગુરૂનું મરણ નિપજાવતાં એ દુષ્ટને જરા પણ દયા ન આવી ? અરે તે સમયે એ ધરતી માતા તેં તારા ઉદરમાં સમાવી કેમ ન દીધો ? એ કષ્ટહર કીરતાર, પ્રહ્લા-દના પિતા જેવી તેની સ્થિતિ કેમ ન કરી ! અરે તે વખતે તેના હાથ કેમ તુટી ન પડ્યા ? અરે તે વખતે તેની આંખોએ તમર આ-વી ભુમિપર કેમ ન પછડાયો ! એમ કહી ઉંડો નિસાસો નાંખે છે ને આંસુની ધારા વહેવરાવે છે).

**જાનકીદાસ**—(અચંબો પામી) અરે તુમ એ ક્યાં કહેતે હો ? બહોતી જુલમકી બાત, ધિક્કાર હે વો દુષ્ટ રાજાકો. મહાત્માકા મરણ નિપજાનેકા ક્યા સબબ થા ?

**ભક્તજન**—સબબ શું પુછોછો યોગીરાજ ! જ્યાં કાચા કાન ત્યાં આમ મહોકાણ, મહાત્માને વંદવા નરનારીઓ વખત બેવખત જ-લદી અને રીઝ વડે આખો દહાડો ત્યાં રહેતી તેમ ગુરૂરાજના વૈરા-ગ્યામૃત સીંચનની પ્રસંસા સાંભળી રાજાની માતા મૈનાવતીનો યોગી રાજપર દૃઢ ભક્તિભાવ લાગવાથી અને તેથી વધારે સહવાસ રાખવાના કારણે થતી અફવા સાંભળી લોકાપવાદને દૂર કરવા એ મહાત્માને હ-મેશના માટે આ દુનિઆમાંથી દૂર કર્યા છે. રાજા વાજાને વાંદરા એ ત્રણે સરખા કહ્યા છે તે યથાર્થ છે.

**જાનકીદાસ**—તપાસ કીયે બીના એસા કર દીયા !

**ભક્તજન**—હાજી.

**જાનકીદાસ**—કૈસા મુર્ખ ! અબ તુમ શોક મત કરો હોનેવાલા થા સો હો ગયા રડનેસેં ઔર ચિંતા કરનેસે, ઔર શોક ધરનેસેં ગઇ બસ્તુ પીછી મીલતી નહીં હય રડનેસેં જો આંસુ ઔર લીંટ ઔર લાળ ઝરતી હય વો સબ મૃતકું ખાની પડતી હય. ક્યું કે અપને ઉનકા સાથકા સ્નેહકે વાસ્તે રડતે હય. ઉનના અપને શોક કરતે હ-

સબ ઇનના ઉનકું દુઃખ ભોગના પડના હય, એનેહી કીસકા નામ? ને અપના સ્નેહી ગુજર જાય ઉનકી પીછે ધર્મ ધ્યાન કરે વોહી ખરા સ્નેહી. બાકી રડના, કુટના, પીટના સબ સ્વાર્થ કાંકા હય. ઔર લોકકું દીખાનેકા હય. ઉસમેં ઔર, બિનોદ છોડકે શોક દુર કરકે અને ઇનના ઉનકી પીછે ધર્મ ધ્યાન કરો. રાજ્ય ધણીકિ આગે તુમ પામર આખું ક્યા કર શકોગે? રાજ્યકી અદબોઅદ કરોગે ને કોઈ સુનેગા તો દુઃખ પાઓગે. ઇસકે રાજમેં રહેના ઉનકી નિંદા કરની ઉચિત નહીં હય સમજુ જન મનમેં સમજ સબ દુઃખ સહન કરતે હય. રાજ્યોગરૂદ્ધ હો-કર ક્યા કરે? વાસ્તે તુમકી અબ બાતકુ ખ્યર કાટકે ઔર કાર્ય જીકે મને કહા વૈસા કરો.

**ભક્તજન**—બહુ સારૂ ગુરૂ મહારાજ! આપની આજ્ઞા શિર ચડાવીશું આપે મારા ક્રોધને હરાવી શોકને દુર કરાવ્યા તેથી આપનો અત્યંત ઉપકાર માનીશું.

**જાનકીદાસ**- જાઓ સાધો અબ રામ રામ

**ભક્તજન** - રામ રામ (પ્રમાણ કરી જુદા પડે છે.)

---

## પ્રવેશ ૨ જો.

સ્થળ—ગોપીચંદના મહેલ મધ્યના ચોક.

**પાત્ર**– મેનાવતી, ગોપીચંદ અને તેની રાણીઓ.

(ગોપીચંદની સ્ત્રીઓ ગોપીચંદને મર્દન કરી સ્નાન કરાવે છે તે જોઇ તથા રૂપ જિંદ્ગી નાસવંત છે તે વિચારી.)

**મેનાવતી**—(પોતાના અવાસમાંની ચોકમાં પડતી બારીમાંથી) અહાહાહા! શી પુત્રની મનોહર કાંતી? ચંદ્રમા જેવું વદન! નાજુક અવયવ! પરવાળા સમ હોઠ! ચક્ષુની રક્ષા કરવા જાણે મીન અ-ગાને ન વસ્યાં હોય? તેવી ધનુષાકાર ભ્રમર! કુરંગ જેવાં નયન અને સ્વેત શરીર! કે જે નાશવંત છે, તે શરીરને પુત્ર વધુઓ કેવા અત વેરી મમતાથી સ્નાન કરાવે છે! એકતો સુગંધી મશાલાનું પાત્ર લઇ ઉભી છે, બે અંગ મર્દન કરે છે ચોથી સુવાશિત જળની ઝારી ભરી આપે છે, પાંચની જળ ભરી ઝારી લઈ તેના સ્વામિના શરીર પર ઢાળે છે, છઠ્ઠી શરીર ચોળે છે. સાતમી અંગ સાફ કરવાના સાધન લઇ

ઉભી છે, અને આ૮મી સ્નાનવિધી પુર્ણ થયા પછીના પહેરવાના પરિધાન લઈ ઉભા છે. પણ તેઓને ખબર નથી કે આવું સુંદર સ્વરૂપ અને જોબન જળ પ્રવાહની પેઠે ચાલ્યું જશે જે કાયા ઉપર આટલો પ્રેમ વેઠીએ છીએ તે કાયા પણ દીન પ્રતિદીન દુર્બળ થઈ જશે. જે શરીર અને સ્વરૂપને લાહ જોઇએ છીએ તે આમનું આમ રહેશે. કે સ્થિતાંતર થશે, તે યૌવનપુરે મસ્ત બનેલી મુગ્ધાઓને તથા સંસારની સ્થિતિ, રીતિને સમજનાર પુત્રને પણ નામ તેના નાશની ક્યાં ખબર પડે? પરભવના કેવા મહત્ પુન્ય ઉપાર્જનથી આવી સ્વરૂપવાન કાંતિ. અક્ષય કીર્તિ. સ્વર્ગ સમાન સુખ, અને અપ્સરાઓને હઠાવે એવી ર-મણિઓ પામ્યો હશે? શું પુર્વની કમાઈ પુરી થતાં એ સઘળું ક્ષય થઈ જશે! જે ખિલેલાં પુષ્પને જોઇ હું આનંદ માનુ છું તે તો આખર કરમાઈ જવાનું બહેકેલો બાગ અને બગડીજ જવાનો! અરે! ધર્મના મર્મને નહીં. સમજનાર અને સંસાર સુખમાં મગન રહેનાર્નુ' કમાયલું ધન એંઠ એંઠ ખાઇ જશે તો ભવિષ્યમાં તેની શી ગતિ થશે ગર્ભેશ્વરી તે નરકેશ્વરી એ કહેવત ખરીજ કરવાની? પ્રાચીન મહા કષ્ટ સહન કરનાર નર્કની વેદના શી રીતે સહન કરશે? (તેમ નહીં આંખમાં ઝળઝળીયાં ભરાઇ આવે છે) પશુ, પક્ષી, જીવ, જન્તુ અને વૃક્ષમાં અનેક વાર જઈ અસહ્ય વેદનાઓ આજ કાયાને સહન કરવી પડશે. કદાચ મનુષ્ય ભવ મળ્યો પણ નિચના ઘેર જન્મ થયો તો તે નરભવ મળ્યો કામનો શો? કદાચ ઉત્તમને ઘેર જ જન્મ થાય પણ ઓપણે અવતરે તો પણ શો લાભ? આ ઉપર તમ તેના ઉભય કુળ ઉપર અપાર દુઃખનો બોજો બાકી રહેલો છે. ફરી કોણ જાણે કે આવું સુખ પ્રાપ્ત થશે? કે ઓછું અધિકું પ્રાપ્ત થશે. વળી શરીર સુખી રહેશે કે દુઃખિ? તેની પણ સી ખાત્રી? અરેરે? ત્યારે શું આ પુત્રનું મારી દ્રષ્ટીએ દ્રષ્ટેલું સ્વરૂપ, યૌવન, બળ, નાશ થશે? અને તેને આવું સ્વર્ગથી પણ અધિકું સુખ મુકી અનેક ભવમાં ભ્રમણના કરવી પડશે! (આંસુ વધારે પડે છે તેથી ગોપીચંદ સ્નાન કરવા બેઠા છે તેના અંગ ઉપર પડે છે. તેથી આકાશ સામુ જોઇને વરસાદના ચિન્હ નહીં દેખવાથી આશ્ચર્યનાથી.)

ગોપીચંદ—અરે આ શું આકાશ નિર્મળ છતાં જળ બિંદુ શાં! આશો ચમત્કાર! (રાણીઓ આ સાંભળી આકાશ ભણી જુએ છે. આકાશ નિર્મળ જોવાથી ચોકની ચારે દીશા નિહાળે છે પણ પાણી પડવાનું કાંઇ કારણ ન જણાતાં.)

**પાટમદે**—પ્રાણેશ ? એ તો પાતળી વાદળી વરસી ચાલી જાય
હશે માટે આપ શંકા મુદ્દલ ન લાવો. ( પ્રેમકળા કૌશલિકા નિહાળ-
વાથી મેનાવતીને રડતી જોઈ. પાટમદે પ્રત્યે–)

**પ્રેમકળા**—બેન, એ વાદળીની વૃષ્ટિ નહીં પણ માતાજીના ન
યનની વૃષ્ટિ જણાય છે

**સર્વે**—( આશ્ચર્યતાથી ) હું ! ! ( એમ કહી સર્વ જણાં મેના-
વતી બેઠા હતા હતે તે તરફ ઉંચું જોઈ )

**ગોપીચંદ**—( ગભરાયલા ચહેરે ) અરે આ શું ? આજ માતા-
જીના નેત્રમાંથી નીર વહેવાનું કારણ ? ( સ્ત્રીઓ પ્રત્યે ) તમે કાંઈ
કાંઈ કહ્યું છે ?

**સર્વ સ્ત્રીઓ**—( નિસ્તેજ મુખે ) ના સ્વામિન ?

**ગોપીચંદ**—( ઉદાસ ચહેરે ) ત્યારે તેઓ શા માટે આમ ક-
રતાં હશે ? શું તેઓને દેહની પીડા હશે ? ના, ના, તેમ ન હોય. એમ
હોય તો મને શા માટે અજાણ્યો રાખે ? આમ થાય તેવું મારાથી
પણ કાંઈ અવિચાર્યું કામ થયું નથી આટલાં બધાં આંસુ પાડવાનું
કાંઈ પણ યોગ્ય કારણ હોવું જોઈએ. આધી, ઉપાધી, કે વ્યાધીની
પીડા વિના વારી કદી પણ ચક્ષુમાંથી ટપકે નહિ; ચાલો નમારી ક્રિયા
હવે જલદી પુરી કરો. મારે માતાજી પાસે સત્વર જવું છે. ( સ્ત્રીઓ
નવીન સ્નાન કરાવી લે છે અને વસ્ત્રાભુષણ જેમ તેમ પહેરી નિસ્તેજ
મુખે મૈનાવતી પાસે જાય છે. સ્ત્રીઓ પણ સામાન લઈ ગૃહમા જાય છે )

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—( ઉપવન. કામરૂ દેશનું. )

**પાત્ર**—મચ્છેંદ્રનાથ-પંથી-મદનિકા-રતિપ્રિયા-વસંતતિકા અને કા-
મલીલા વીગેરે.

**મચ્છેંદ્રનાથ**—( મન સાથે ) અહા હા હા ! આજતો બહોત
ચલા ! અબતો એ પાંઉ ચલને કે વાસ્તે ના પાડતા હય. ઉસકું બી
આજ ભારી મહેનત પડી, જીસસેં બહોતી થક ગયા હય. ચલો, મગર
શહેર તો આયા ! મહેનત સફળ હુઈ. ( જરા વિચારી ) લેકીન મેંને
સુનાથા વોહી શહર ન હોગા તો ? ? (સ્મિત મુખે) આલા કીયા હુવા

ઐસા ફુંગટ જાયના ઔર મનગુસ્તમ બી ચલનેકા નાહક રહા નહી.
( શહેર ભણી લાંબી નજર કરી મનમા મલકાતો ) અહાંહાં વેસાહ
રાજાકા મેહેલ હૈ વેસાઈ નદીકા બાંધના ! ઔર વેસી નગરકી હવેલી
ઉપર પતાકા ફરકના ? સબ નિસાની તો બીલતી હય યાર ? અહીન
કઈકે તો વોહીજ શહર હય મગર કોઈ મીલ જાય તો પુછ લેઉં
( એટલામાં એક પથી તે પથે નિકળે છે. તેને ) કયું બે ' એ દીખના
હય વોહીજ કામરૂ દેશ કે '

**પંથી**—હાં હા આપકુ, એજ કામરૂ દેશ ' પણ પ્રવેશ કરતાં
વિચારજો હો ! ' કેમ ન આ વેશ તરફ દેવાની તજવીજ કરવી પડે.
મહારાજ ' બ્રહ્મચારીને આ શહેરની વાટે નકામી છે. કારણ કે વાત
કરતાંજ વ્યભિચારી થઈ જાય છે આ જમીનો-સ્પર્શજ નકામા છે.
અમે તેવા મર્દ પણ માનુનિને હાથે મેરી થયા વિના રહેતો નથી માટે
જો મારૂ કહ્યું માને. તો આ નદીના પેલે પાર જતા નહીં. આ હવે-
લીઓ જોઈ મોહી પડયા હશો પણ તેના ઉપરની પતાકાઓ શું સુચવે
છે તે ધ્યાન દઈ જુઓ. સમિરના સપાટે નિકળતો ધ્વનિ સાંભળી મહે-
લની શોભા નિહાળતી રહેવા દ્યો. અને જો મારૂં કહ્યું માનો તો મહે-
રબાની કરી પાછા જાઓ. શેહેર નિહાળવાની ઇચ્છા હોય તો આંહી-
થીજ નિહાળી આનંદ થાઓ. ડુંગર દુરથીજ રળિયામણા દીસે છે.
પાસે ગયા કે મોટી મોટી શિલાઓજ નજર પડવાની ? ઇંદ્ર વરણા ફળ
જેવી આ નગરી જોઈ આનંદ ન થના ' કેમકે ઉપરથી જેમ અલકા-
પુરીને હસાવે તેવી છે તેમ અંદરથી નર્ક પુરીથી ઉતરે તેમ નથી. જો
ઢળી આળગી તો જરૂર જોગને જમપુરીમાં મોકલી દેવા પડશે. માટે
મહારાજ ' આપને જેમ ગમ લાગે તેમ કરજો કહેનાર કહી છુટે ને
વહેનારા વહી છુટે આ રામ રામ છે ( બે હાથ ઉંચા કરી નમસ્કાર
કરી જાય છે. )

**મછંદ્રનાથ**—( આહ, મનમાં સ્મિત હાસ્યથી ) કૈસા દીવાના '
ઐસી સ્વર્ગપુરી સમ કામરૂ નગરીકી નિંદા કરતા હય ! મગર ચાહે
જેસી હો પન અપની નાડી શાબત હો તો ઐદ શાલો કયા કર
સકેગા ? મેરેકું ઉનને કયા જાના ! મેં કુછ નિર્બલ હૃદયકા નહીં હું
ગેગ ગેગ પશ્ચિમ રંગ જેસા નહીં હય. ( ઉંચે સ્વરે ) કીસકી મગ-
દુર હય કે મેરી સામે કુદ્દષ્ટિસેં નજર કર શકે ! ઉસ કામ ન મજ-
બુત હય. ઉશસે સબ દૂર રહેના હય. સબ દેખના મગર કુછ કર-

ના નાંહી. દેખનેમેં ક્યા દરેકન ! અબ સબ શ્રમ દૂર હુવા. કાર્યસંગ્નેસેં ચાહે જિતના શ્રમ હુવા હોવે પન શર્પકી કાંચલીકો માફક દૂર ભગજાતા હય. અચ્છા જરા બાગમેં જાકે આરામ લેં કે પીછે ગાંવમે જાવે. ( એમ કહી બાગમાં જઇ અશોકના વૃક્ષ નિચે જઇ આરામ કરે છે. થોડીવારે મદનિકા સાહેલીઓ સાથે તે જ બાગમાં આવે છે, ને ફરતી ફરતી. )

**રતિપ્રિયા** બેન મદનિકા ? જોને વસંત ઋતુના મંદ મંદ પવન અંગને કેવો સુખદ લાગે છે ?

**વસંતિકા**—તે સાથે આ ઉપવનમાં ઉગેલાં વૃક્ષોનાં પુષ્પોના સુગંધ ઘ્રાણેંદ્રીને કેવો આલ્હાદ આપે છે ?

**કામલીલા**—તેમાં સર્વથી ઉત્તમ તો ગુલાબનુંજ પુષ્પ છે. સુગંધમાં મોગરા, ચંબેલી જેવું નહીં પણ રંગમાં અને ગુણમાં તો અદ્ભુત શ્રેષ્ઠ છે.

**મોહિની**—કેમ ! કાંઇ ચંપાનો તમારી નજરમાં નથી આવતો હોય ?

**રતિપ્રિયા**—હાં હાં બેન ! ચંપો એ ખરો એના રૂપ રંગ અને સુગંધ ઘણા સરસ, પણ તેમાં એક અવગુણ એ છે જે, રૂપ, રંગ અને સુગંધ છતાં કોણ જાણે શું છે તે ભ્રમર તેની પાસે નથી આવતા.

**વસંતિકા**—કેવડો કાંઇ સુગંધમાં કમ નથી હો ?

**મદનિકા**—( નિસ્તેજ મુખે ) ભલી એની સુગંધ, એની ધારોમાં કાંટા હોવાથી સ્પર્શ કરનારને દુઃખ આપે છે. જે દુઃખ દેનાર હોય તે ચાહે તેવા ગુણવાળું હોય પણ તે કામનું શું ?

**કામલીલા**—સૌ કરતાં કમળ સરસ. કે પરિમળ, રંગ અને રૂપથી આંખને આલ્હાદ આપી ઉરને આનંદ આપે છે, તેમ તેનાથી જગના નર નારીઓને હારે છે.

**રતિપ્રિયા**—અહાહા ! એના સમાન જગમાં બીજું ફુલજ ઉત્તમ નથી. ભલેને બીજાં રૂપમાં, રંગમાં, અને સુગંધમાં વધારે હો. પણ દરેકમાં એકેક અવગુણ ખરો ખરો ને ખરોજ. જુઓને તેનાં

પંખા અને કડ પણ કાર્યમાં કેવા આવે છે? કહો કેટલેએ બીજાં અાં પુષ્પાના ઝરો એ પ્રમાણે ઉપયોગી છે?

**મદનિકા**—એ ખરુંએ ખરૂં પણ ભોગી વિના ભોગ સર્વ વ્યર્થ છે. ઘરને સુંદર રંગ બેરંગથી રંગાવો અને વિવિધ રાચ રચિલાંથી શણગારો પણ એમાં વસનાર વિના સર્વ વ્યર્થ છે.

**કામલીલા**—હાં હાં બા, એનો ખરીજ વાત છે. વસંત રાજના વાસથીજ સલિલ, સમીર, અને પુષ્પ આનંદ આપે છે. તેમ-ભ્રમરનો ગુંજારવ અને કોયલનો મધુર સ્વર કાનને ત્યારેજ પ્યારો લાગે છે. પણ બેન આનંદ સૂર્ય ઉગેલ છતાં તમો શોક તિમિરમાં કેમ ગોથાં ખાઓ છો ? વળી આજે કાંઇ વ્યાધિની ઉપાધિ છે કે શું ?

**મદનિકા**—( નિમેજ મુખે ) ના, ના આનો ઉગેલાં પુષ્પોના છોડના માળી વિના કરમાતા જોઇ એમ વિચાર થાય છે કે આ ખીલેલા બાગ થોડા દિવસમાં કરમાઇ જશે ઉપવનને બદલે અરણ્ય થઇ જશે એ ચિંતાના ઉદયે તમને આમ ભાસે છે.

**વસંતિકા**—બાઇ ! તમે તેને બરાબર સંતાપતાં નહીં હો, તો ચાલ્યા ન જાય ત્યારે શું કરે ! આ ગામને કોણ હરામખોર તજે ? સુખને કયો મુર્ખ ત્યાગે ! છાયાવાળા વૃક્ષને તજવા કોનું મન ચાહે ? કલ્પવૃક્ષને તજવાનું કાંઇ કારણ ? ગુલાબ અને કેવડા સુખકારી છતાં તેના કાંટાને લીધે સ્પર્શ કરતાં સાવચેતી રાખવી પડે છે હાથને કાંટા લાગતાં તરતજ પાછો ખેંચી લેવો પડે છે બીજાં પુરુષોને સ્પર્શ કરતાં કેમ પાછી પાની કરવી પડતી નથી ? પંકથી પગલે પાતાં અને જળથી ભિંજાતાં છતાં પંકજને ગ્રહણ કરવા શા માટે હોંસથી દોડે છે ? માટે બેન ! સ્વભાવને શાંત રાખો તો સર્વ કાર્ય કેમ ન સરે ? વળી હાથ ગળે પોખો તો ગામનો મુસયા રોકો.

**રતિપ્રિયા**—તમે એકલાં બેનનો વાંક કાઢો તે ઠીક નહીં કહો પેલા મદનપાળને શું દુઃખ હતું ? એને દરબારીઓએ મારી નાંખ્યા તેમાં બેનનો શો વાંક ? જુઓને તેટલાજ કારણથી એને હસ્તગત રાજ કર્યું છે કે બીજા માટે ! બેન તો મળ્યાને જીવ આપે તેવાં છે. તમો જે સુખ સાહ્યબી ભોગવો છો તે કોની કૃપા છે ? ( એવામાં ફરતાં ફરતાં જ્યાં મચ્છેંદ્રનાથ સુતા છે ત્યાં સર્વ સાહેલીઓ સહીત મદનિકા આવે છે. ચાલતાં ચાલતાં મદનિકાના પગે મચ્છેંદ્રનાથનો પગ અથડાવાથી ચોંકીને પાછી હઠે છે અને મચ્છેંદ-

નાથના મુખ ભણી નિમેષ નીચે આંગળી નીચેના હોઠપર મુકી એકી ટસે જોઈ રહે છે તે જોઈ.)

**રતિપ્રીયા**—કેમ બેન ! શું વિચારમાં પડયાં ? ભડકયાં અને અચકયાં કેમ ?

**વસંતિકા**—(સ્મિત હાસ્યથી) અહ !! બેતા સમજી સમજી અરે મદનિકા બેન ! આ જોગીને જોઈ દીંગમુઢ બન્યાં છો ખરાં પણ ભગવા ઉપર ભારે લક્ષ આપજો હો ! ! ! ભગવાં તમને લોભાવવા નથી પહેર્યાં હો કે ! ! ! આવો ભેખ શા માટે ધારણ કર્યો છે તે તમે સમજો છો ? જે કાર્ય કરશે તે સમજીને કરજો કામ સાધતાં આપત્તિ ન થાઓ.

**કામલીલા**—કામ સાધવામાં તો બેન અહુજ હુંશીઆર છે. તમે અજાણીઆ છો તે એનને શિખામણ આપો છો ? મોરલીના નાદથી ભુજંગ ભાન ભુલી વાદીના કરંડીઆમાં કેદ પુરાય છે, તેરીજ રીતે આ જોગીનો જોગ તત્વની મદનિકા બેન પોતાના પ્રેમ પાંજરે પુરી દેશે. સમજ્યાં ?

**મદનિકા**—ભ્રકુટીથી કોણ નથી ભમ્યું ? વદનને વશ કોણ નથી થયું ! નેત્રબાણથી કોણ નથી હાર્યું ? કંકણ અને નેપુરના નાદથી કોણ ધ્યાનથી મુક્ત નથી થયા ? મધુર ગાયનથી કોણ ધ્યાન નથી પામ્યું ? દેવો, સ્ત્રિથી હારી ગયા તો પ્રામર જેવા મનુષ્યનો હીસાબ શો ? ધ્યાનારઢ થએલા હજાર યોગીઓને હઠાવ્યું તો સુતેલા એક યોગીને સપડાવવો એમાં તે શું ? સર્વ મંત્ર કરતાં મોહ મંત્રની મહત્વતા વધારે છે. બીજા મંત્રોને શીખવા અને સાધવા ઘણા કઠણ છે અને કેટલી ક્રીયાઓ કર્યા છતાં પણ કાર્ય ફળીભૂત થવામાં ખોટ આવે છે. પણ મોહ મંત્રને શીખવાની કે સાધવાની તેમજ ક્રીયા કરવાની કાંઈ જરૂર પડતી નથી, એમ છે તો પણ ધારેલું કાર્ય સહેલાઈથી પાર પડે છે. ગભરાઓ છો શા માટે ? જુઓ મારા મોહ મંત્રની ખુબી ! પળવારમાં પલાળી પરતંત્ર કરૂં છું કે નહીં ? તમે સર્વ એક બાજુ ઉભી રહો અને જુઓ મારા મોહ મંત્રની મજા ! (સર્વ સાહેલીઓ એક વૃક્ષને ઓઠે જઈ લપાઈ જાય છે. અને મદનિકા મચ્છિંદ્રનાથના પગ આગળ બેશી.)

મારા પ્રેમી પોપટજી બોલ બોલો એ શોદ.
જાગો મારા ચિતડાના ચોર તમે જાગો,
જાગો જાગો વાલમજી વેગે જાગો;

આવો માશ પ્રેમી પંથીજી બોલ આવે,
ભુલો બોલો ઉઠોને ઉંઘ ત્યાગો.
વાલા તારા તનની તાલાવેલી લાગી.
લાગી લાગી લગની મુજને લાગી;
તેનુ વદો વાલા વાલમજી નમે જાગી
જાગી જાગી અગન પ્રેમની જાગી.

**કામલીલા**—(એવામાં મછંદ્રનાથ આળસ મરડે છે ને જુએ) જોઇ મોહ મંત્રની ખુબી ! ! મંત્રવાદી જેમ પોતાની સજીવન વિદ્યાથી મરેલને જીવન કરે તેમ થયુંની ?

**વસંતિકા**—એટલામાં શું ફુલાઓ છો ? જેમ ઝબઝબ જાગશે ત્યારેજ તેના કોપની ખબર પડશે. જરા ધીરજ ધરો.

**મદનિકા**—(મછંદ્રપ્રત્યે) નેત્ર ઉઘાડી પ્યારા, નાથિયા નિહાળો,
બેઠા થઇ આપ ઉંઘને ટાળો;

**કામલીલા** (મછંદ્રનાથ બેઠા થાય છે ને જુએ) કેમ વસંતિકા બેન જોયું કે ?

**વસંતિકા**—આપુ જાગીથા ધારો. આંખમાંથી ઉંઘ જવાદે, પછી જોઇ શેવું થાયછે તે!

**કામલિલા**—એ ઠીક ત્યારે જોઇએ છીએ.

**મછંદ્રનાથ**—( મદનિકા પ્રત્યે ) ક્યું એ મુજે નિંદમેંસે જગા ગાયા ?

**મદનિકા** { ભોળાજી ક્રોધ રહો લગનાથી લાગી લાગી
ભાવનાં ભોજન પ્યારા પ્રિતે જમાડું,
નવ નવાં રંગેથી નિત્ય હું રમાડું;
ચાલો મેંસ મુજ સંગે સોભાગી. જાગો.

**મછંદ્રનાથ**—(રક્ત નેત્રે) અરે યે ક્યા આફત હય ? હમ યોગી પુરૂષસે ક્યા નેહ જોડને ચહાતી હય ? જા, જા, દુર હઠ ! જળમેં મુડી ભરનેસે કુછ હાથ નહીં આતા હય. ધુવાંકો પકડનેસેં ક્યા ફલ પાતા હય? સુકે કુવે ઔર બિન પત્તેકા વૃક્ષસેં છાયાકી આશ રખતી હય! નિ રસ પદાર્થસેં કભી તૃપ્તિ નહોગી. જા, ચલી જા. ઇધર મત ખડી રહે- ( નમ્રતાથી ) નિમકા રંગ દેખકે

મિજાન સમજ ઉસ દેખતા ખુરસા સ્વાદ તેનેકુ આર હય મગર વોતો કડુ ફલ હય. તેરેકું સ્વાદ નહીં. મીલેગા મગર મુહ પ્રતિકુલ હોગા. દીપકકું જુન્ના સમજકે આર હય મગર દુર હઠ. જલ મરેગી. જા વન રસીલાકું ખોજલે. મેરી આશા રખકે ખડી રહેગી. તો ન રહેગી ઇશ્વરકી ઔર ન રહેગી ઉધરકી હમ જોગી પુરૂષ ' તુમ જાનતે તો હોને ? ( આમ સાંભળી !

**વસંતિકા**—( કામલીલાને ) કેમ ' સાંભળ્યુ કે કામલીલા ! ક્યાં ગઇ મદનિકાના મોહ મંત્રની મહત્વતા ? કાંઇ ક્રિયામાં તો ચુકી નથી ને બેહાં, છોકરા ને ઘરબાર તજી સંસારથી વિરક્ત ભગવાં ધર્યાં છે તે અસમર્થાંજ કે !

**કામલીલા**—( ચોરટાઇને ) જરા સબુર કર સબુર ! એટલામાં ફુલી ફાળકા ન થા આગળ ઉપર બનાતુ શું તને.

**વસંતિકા**—ઠાઉં વારૂં બતાવજે બા—આંકીજ ઉભાં છીએ ને.

**મદનિકા**—( મછેંદ્રનાથ પ્રત્યે ) આપ આ શું બોલ્યા ! હાથ આવેલી વસ્તુ મુકી અવર ચીજને ખોળવા જઉં ? પછી તો સ્ત્રીની બુદ્ધી પાનીએ એ કહેવત ખરી જ ઠરે તો. અરે, કલ્પવૃક્ષ મુકી આવળીઆથી કોણ મુર્ખ બાથ ભીડે ! વાહ ! શું હું ઇશ્વરની ગુનેગાર થાઉં ? એ કૃપાળુએ મારા પર મહેરબાની કરી આપને અહીં મોકલ્યા તો હું તેનો અનાદર કરી અવરને ઇચ્છું તો મુર્ખી ને અપરાધીજ ઠરૂં ને ! માટે મારા મહેરબાન ! સર્વ ઉપાધી ટાળો ને મારી સાથે ચાલો, રંગ ભરે મહાલો. મહેલ, બાગ અને બગીચા ભાળો. અને સુખે દી ગાળો. આ વિરહણીની મેહાગ્નિ શાંત પાડી સઘળા કોડ પુરા પાડો. ઉઠો. ભગવાને તજો અને મહેલે આવી બહુ સુલાં સણગારને સજો. યૌવન બાગની હવા લ્યો, અને તેમાં ખિલેલાં પુષ્પોની મઝા માણો.

**મછેંદ્રનાથ**—( ક્રોધથી ) અરે ! યે કીસકું શુનાંતી હય ? તેરેકું એક બખત કહ દીયા કે ઇશ્વર તેરી આશા પુર્ણ ન હોગી તોભી ટકટક કરતી હય ? કયા ! હમને યે ભેખ લોકકું ઠગને વાસ્તે લીયા હય ? કયા હમ મુર્ખ થે કે પરણીત સ્ત્રીકું છોડ કર જંગલમેં ભાનેકા નહીં થા સો ઘર ઘર ટુકડા માંગ ખાતે હય ? સંસારમેં હમ કુ કયા દુઃખ થા સો છોડ દીયા ? યહ સંસારકું અસાર જાનકે ઉસકું

નાગા; ઔર જંગલ જંગલ ભટકના ઔર મરના ઔર ઉદરકો ઠારાયા કેનેકે વાસ્તે ઘર ઘર ટુકડા મંગખાના પશંદ કીયા હય. હમ તુમારે સંગ રાગ રંગ કરનેકા વાસ્તે ઇધર નહીં આયા હય. મગર ફીરતે ફીરતે યહ જાદુગરી મોજા સુન કર દેખનેકે વાસ્તે આયે હય ભગવા પહેન કે ગભકુ ઠગના યે અમારા કામ નહીં હય. ધિક્કાર હય એસે હરામીઓ કુ. કે એસે ભેખ ધરકે પ્રપંચ. કોઈ ઔર બુરા કામ કરતે હુવે ઉનીકુ ... ઠુકરનેવાલા નહીં હય મગર ... કે ઘર જવાન કીના ગુનાહ હય જેસા તુમ તુમારા પર પગે હમ ઐસે નાગ નચાન મત દીખાઓગા.

**મદનિકા**— આપ આ શું ઉચ્ચરો છો ? આપ પર દીવાની બનેલી હવે તે આંહીથી કેમ જશે ? આવા માના તાના મનહરને નચવાનું કોનું મન થાય ? અરે દીલદાર ! શિવ પાર્વતિ જેવી આંકણ જોડા માન મોડા, અને આ અણુગમના ભેખને છોડા કામદેવને રતિની જોડ બનાવો. આંહી પધારી જેવો આ બાગને દીપાવ્યો છે તેવીજ રીતે મહેલે પધારી, યૌવન બાગને દીપાવો. અરે એવા ચંદ્રબદારીને ના તરસાવો, ઉઠો મારા ચિત્તહર ઉઠો. મહેલે પધારી મદન અનલને બુઝાવો.

**મછંદ્રનાથ**—( ક્રોધથી ) અરે ઓ નિર્લજ નારી ! ક્યા મેરેકુ વ્યભિચારી સમજતી હય ? ચોકા હુવા અનાજકુ મેં પ્રાસન કરૂં ? થોડે નફે ખાતર કોણ મુર્ખ બડા ટોટા અહણુ કરેગા ? સુકા હુવા ઝાડકું ક્યા નવ પલ્લવ કરને મંગતી હય ? ઓ નરકકી હંડી ! ક્યા મેરેકું પકડિ આહાર કરનેકું ચહાતી હય ? ઓ સ્વર્ગકી અરગળા ? એ તેરા જોબનકા જોર જબરદ સ્વર્ગપુરી મેં જાના અટકાને ચહાતી હય ! ઓ વિષયકી વેલી ? તેરી વેલસે મુજકો બંધન કરના ઇચ્છતી હય ! અરે ઓ મુર્ખકી સરદાર ! ગમાર ન હો લોહકે ચને ચાવનેકા ક્યુ ફોકટ ગર્દન કરતી હય ? આખુરી જાનકું બાથ બાહનેમેં કરીકી એકના ગીનાગ ઔર કુછ ન પાવેગી. ચાલ દુર હો.

**વસંતિકા**—( કામલીલાને ) કામલીલા બા ! જરા નદાનકા એનના મુખ સામુ તો જુઓ. જાણે વાદળમાં ઢંકાયલો ચંદ્ર ! ગુલાબની રતાશ કોણ જાણે ક્યાંએ જતી રહી. ઝાઝું કરશો તો ઝંખવાણા પડી મર જશે

**રતિપ્રીયા**—ગણ્યું વસંતિકા! તું તો સદાય ગમ્મતને એવીજ રહી. આ તારી વાહી ટેવ ક્યારે જવાની? જે વાત પકડી તેનો કેડોજ નહીં મુકતાં હોય?

**કામલીલા**—વસંતિકા બેન! આટલાં બધા મશ્કરીઓ નહીં. કાલ જેટલા મશ્કરીઓ છો તેટલું પાછળ રોવાનું ન થાય. જરા ધીરજ ધરીને જે થાય તે જોયાં કરો. આતો દેશી દવા છે ને આસને આસને આરામ થશે ને લાંબી મુદતે ફાયદો જણાશે. ઈંગ્રેજી દવાની માફક તાતકાળી ફાયદો નહીં જણાય.

**વસંતિકા**—વાહ આ વાહ તમારી દેશી દવાને ધુંડી બાપણો તો ખરાં જોઈએ છીયે કેવો ફાયદો જણાય છે ને?

**મદનિકા**—અને આ દીનકર! વચન લગાડી દગામાં સપડાયલા ભમરને શું કરવા ત્રાસો છો? ઓ મેઘ! મધુર વચન વારી વરસાવી, ગર્વથી તપેલી ભૂમિને શાંત કર. પ્રાપ રંગથી ન રંગાઓ જગમાં ફસાયેલા રંગીણીઓને છુટવાની આશા ફોકટ છે. કદાચ છુટશે કોકાં મારશે પણ, આખર જગમાં વધુને વધુ ગુંચાઈ છેવટ નિરાશ થઈ આપણને પડી રહેવું પડશે. યુવાનીમાં આ શું? પંડીત પુરૂષોના વાક્ય ભુલ્યા છતાં શા માટે અભાગમાં અથડાઓ છો? લઘુવયમાં વિદ્યા, યુવાનીમાં લક્ષ્મિ, અને વૃદ્ધાવસ્થામા ધર્મ સાધવો શું નથી કહ્યો? લક્ષ્મી શા માટે મેળવવી? તેનો જાણોછોને? તો પછી વૈભવ, વિલાસ, અને માનુનિનું સુખ આવી અવસ્થામા શા માટે તજવું? ખેર! ભુલ થઈ તો હવે સુધારો. મોજ વિલાસ માટે લક્ષ્મિ ઉપાર્જન કરવાની કાંઈ જરૂર નથી. મારી સાથે ચાલો ને મહેલ પધારો. ત્યા આ વૈભવ, વિલાસ, અને આ માનુનીને માણો.

**મહેંદ્રનાથ**—(રક્ત નેત્ર) અરે ઓ બેસમજ જોબનમાં મસ્તાની હુઈ મદીલા એસા શૃંગારરિક વાક્ય વદી મેરે અંગમે અંગાર મત લગાવ. આયુષ્ય કબ પુરા હોગા ઉસકી માલુમ હય? યહ દેહ કબ ઔર કીધર પડેગી વો તુજકું ખબર હય? તેરા ઝલકા હુવા જોબન ઐસાહી રહેગા ક્યા? જરા સમજ! રંગ, બાગ, ઔર વૈભવ, સદ્‌ગતિકું અટકાનેવાલા ઔર દુરગતિ દેનેવાલા હય યહ સંસારી સુખ-સેંજ સ્વર્ગ મીલના હોવે તો કામકું લોક જપ તપકી હરિ ભોગે?

મહા મેહનતમેં જમા કીયા હુવા ધન, ધર્મ કાર્યમેં કુછ ખરચને
હય / બિલાસમેં બિલકુલ કુછ ગીનતા ! ક્યા તક હય મેરા જોબનકા
રંગ હય વહાંતક મેરેકું આત્માકી અવસ્થા દુર્બલ હુવા ઔર શરીરકા
રંગકા ભંગ હુવા કે યહ તેરી આંખો, જો મેરેકું નિમેષ હોકે દેખ રહી
હય વોહી આંખો પલવાર પનમેરે સામને નહી દેખેગી. યુવાનીમેં જૈસા
મન મેરા હોતા હય વૈસાહી યુવાનીમેં સાધન હોતા હય અવયવ ન-
-મ હુવા ઔર ઇંદ્રી સબ અવ્યવસ્થાવાન હુવે ઓર ધર્મ સાધનમેં પ્ર-
માદ ઔર અડચણ આતી હય, કીયા હય કે જીને જવાની અવમેં કુછ
કીયા નહીં વો પીછે મેં ક્યા કર સકેગા ! ઉસ્કુ કાલમેં ફરજ ઔર
ત્યાગ કી બખત કાર્ય સાધ લેંગે વો આશાસે મધ્યાન કાલ આરા-
મમેં ગુમાતે હય વો કાર્ય ન સધાયેમેં વો રાત્રિમેં ભારી પસનાતા
હય વૈસાહી યુવાની મેં ન સાધા હુવા ધર્મ વૃદ્ધપણમેં સાધનેકી
આશાએ ન સધાતાં અંત સમયે ભારી પશ્ચાતાપ હોતા હય વો પ્ર-
માદકે લીયે પરલોકમેં અધોગતિમેં જો ભારી વેદના કે વશ હોતા
હય. તક્ષક નાગકી મીસાલે વિષયમેં ભરી હુઇ આશા / ઇને મે
મહા મેહનતસે વશ કીયા હય ઉસકે નાશમેં કૈસા હોઇ !
શરીરકું શોશનેવાલા ચિત્તકું ભમાનેવાલા, બુદ્ધિકું મદપાડને વા-
લા, અતિ કે માર્ગ ચલાને વાલા ઔર નર્ક ભૂમિમેં લે જાને
વાલા ઐસા જે વિષ જૈસા વિષય. ઉસકુ કોન મુર્ખ પુરૂષ ચાહે
સહુ તેરા મનુષ્ય ભવ ક્યોં ગુમાતી હય / અલ્પ સુખકી ખાતર
કાયકું દુઃખ દરિયાવમેં પડને જાતી હય / અરે ઐસા નાદાન / કુછ
સમજ ! સમજ /

**મદનિકા**— અરે આવી શાન અને ધુતડની જેવી બોલી ક્યાં-
થી શીખ્યા ! નવ યૌવનાને તે પ્રેમ લાગે કે / રસિલીને તો કોય-
લ અને પોપટ જેવી બોલીથી રીઝવીએ અરે ! પણ એ સઘળું
તમો ક્યાંથી જાણો / કોઇ ફકીરશાના પાસમાં પડ્યા તે જેવુ એ બો-
લે તેવુંજ તમે શિખ્યા ! સોબત તેવી અસર જેને જેવો સંગ, તે-
વો રંગ. પણ જો કોઇ મન મોહના મળી હોત તો આવાં ભગવાં
પહેરી ભગવાનને ભજવાનો વખત ન આવત. અને હાલ જે સિ-
દ્ધાઈ કરો છો તે તો કોણ જાણે ક્યાં ખુણે પડી રહેત ! કારણ વિ-
ના કારજ નિપજતું નથી દુનિયામાં માણસને બાંધે આધિ. આધિ-

ને ઉપાધિ હોય છે ત્યારેજ જગતના ખેલ નજરે છે. કહોને ? સર્વ વાતે સુખી જન, તમારા જેવા વેગવાળા કેટલા થયા ! કોનો ઘરમાં ખાવા ન હોય, કે રળવાની શક્તિ ન હોય, અગર સ્ત્રી વ્યભિચારીણી, કંકાસણી, કે અભિમાનીની હોય, અને તેમાં તેની સાથે બનતું ન હોય, અથવા માતા, પિતા, બાંધવ આદિથી ખટપટ ચાલતી હોય, કીવાં શરીર કાંઇ વ્યાધીથી પિડાતું હોય. કે કોઈ અંતરનાં સ્નેહીના મરણનો શોક થયો હોય એ વીગેરે કારણોથી માણસો આ જગતની જંજાળને તજે છે, અને તમે પણ તેવા કોઇ કારણથીજ આ ભગવાં પહેર્યાં હશે ? માટે ઓ પ્રિયતમ ! આ ભગવાંને ભસ્મ કરી નાંખો આપને કોઇપણ આધિ, વ્યાધિ કે ઉપાધિ નડનાર નથી. આપના આલિંગનથી આ દાસીના શરીરને શોભાવો, ચુંબનથી આ ગાલને આનંદ આપો. પ્યારી, એવું નામ ઉચારી મારા ઉરને આલ્હાદ આપો. ઉંહા મહેલને શોભાવો, ને મારા પ્રેમાગ્નિને શાંત કરો. ઓ ચંદ્ર આ ચકોરીને ના તરસાવો. ( એમ કહી સ્પર્શ કરવા જાય છે તેથી ક્રોધાવેશમાં આવી. )

**મછેંદ્રનાથ**—ચલ જા, હઠ દુર થા.

સતાવે શું સાપીણી, અરે ઓ પાપિણી ચલજા.
વિષવેલી, અવગુણ ભરેલી, અધોગતિમાં દે હડસેલી.
એવી નારીની યારી કોણ, સંત પુરૂષ કરનાર.
સાધુ સતાવે, શ્રાપિન થાવે, સાર ન નિકળનાર,
ચુપચુપ ચાલી જા, મારૂં કહ્યું માની જા, ચલજા.

**વસંતિકા**—( કામલીલા પ્રત્યે ) જેયું તમારી કેવી દવાનું દૈવત ! જેનીથી જગાડવામાં સાર કાઢયો કે ! એ મુર્ખ હશે કે સંસાર સુખને છોડયું હશે ? મન નહીં તેની સાથે માંથાકોડ શી ? ધુમાડે બાથ ભીડે શું મળે ? હાથમાં કંઈ આવે નહિ, ને ઉલટા હાથ કાળા થાય. જુઓ મદનિકા બાનું મુખ ! જાણે મેઘનું આવાગમન.

**કામલીલા**—( નિસ્તેજ મુખે ) બાઈ તું જીતી હું હારી. હવે કોઇ સુજીશ ? કે ( એવામાં મદનિકા સર્વ સાહેલીઓ સામું જુએ છે તેથી સર્વ સાહેલીઓ સામું જુએ છે તેથી સર્વ તેની પાસે જાય છે એટલે. )

**મદનીકા**—( વસંતિકાને કાનમાં ) બેન વસંતિકા ! ઉપાય તો ઘણા યોજ્યા પણ આરામ ન થયો. આતો ખરેખર મચ્છ રંગ

નિકળવા. શું મારા નસીબમાં સુખજ નથી ? ( દીન વદને ) અરેરે ! વારે શું મારા દિવસો આમ પરિતાપમાંજ પસાર થશે ? મદનરાજ મને વારે વારે સતાવે છે ને પોતાના તાપથી તપાવે છે. અરેરે હવે શું કરું ? તે ક્યાં જાઉં ? ( ઉંડા નિશ્વાસ નાંખી વસંતિકાના ખભે માથું નાંખે છે. )

**વસંનિકા**—બેન બહાદુરી તો બહુ બતાવતાં હતાં ને ? આ શું ? એક પુરૂષ જીતવામાં પ્રવિણુ ન નિકળ્યાં ? અમો ખારાં બાઇ ! સસ્ત્ર વાપરતાંજ તમને ક્યાં આવ્યાં તે ! અરે એતો. મગરૂરી શી કે આપણાથી જીતી જાય

**રતિપ્રિયા**—બેન વસંનિકા ! આમ બોલીને બળતાને શું બાળો છો ? કાંઇ સમજતા નથી !

**મદનિકા**—( નરતેજ વદને ) ત્યારે મારે હવે શું કરવું ? શું હાથ આવેલું પક્ષી જવા દેવું ? બેન કાંઇ ઉપાય બતાવ. હું મુઝાઉં છું અકળાઉં છું, ગભરાઉં છું, મારી મતી છેક અંધેર મારી ગઇ છે.

**વસંનિકા**—દેશી દવાએ તો કાંઇ તમારૂં ઉકાળ્યું નહી હવે વિલાયતી દવા વાપરે કે પેટમાં જતાંજ પળવારમાં સુખ થાય.

**કામલીલા**—બેન શા સારૂં આમ ગભરાઓ છો ? આપણી પાસે ક્યાં ઉપાય નથી, શામ, દામ અને ભેદથી ન માને તો છેવટ શીક્ષા તો છેજ ! મોહની મંત્ર તમે ક્યાં નથી ભણ્યાં ? અજમાવો કે પશુની પેઠે પુંછજ ચાલ્યા આવે. હીંમત છતાં પરાયાની આશા શી ?

**મદનીકા**—( જરા આનંદમાં આવી ) વાહ બેન વાહ ! તેં પણ ઠીક યુક્તિ બતાવી. મરણુ પથારીએ પડેલાને કુશળ વૈદ તેથી દવા આપી એકદમ આરામ કરે તેવી રીતે તેં મને આજે ઉગારી છે. ( સર્વ પ્રત્યે ) એનો હું હવે મારી વિદ્યા ચાલુ કરૂં છું. તમે બધાં મને સહાય થજો.

**સર્વે સખીઓ**—બહુ સારૂં બેન ! કાંઇ ફીકર ન રાખો. તમારૂં કાર્ય વગર વિલંબે ચાલુ કરો ( મદનિકા, મોહની મંત્ર ભણે છે. તેની અસર મછેંદ્રનાથ ઉપર થાય છે તે જોઇ )

**વસંતિકા**—જોઇ મંત્ર મહૌષધિની ખુબી ? વિલાયતી દવાના આમ ફાયદા છે.

**રતિપ્રીયા**—હા, બા હા. ખરી તમારી વિલાયતી દવા. ( જેમ જેમ મંત્ર ભણે છે તેમ તેમ મછેંદ્રનાથ વશ થતા જાય છે. મં-

ત્ર પુરી ભણી રહેવાથી મછેંદ્રનાથ ઉભા થઇ મદનિકાને ને જોઇ સર્વ ખુશી થઇ ).

**સર્વ સખીઓ** –આવો મોહની મંત્રરાજકા જય.

**મદનિકા**—પ્રિય સખીઓ ? તમારી સહાયતાથી મારૂં કામ સિદ્ધ થયુ. હવે અહીંથી ચાલો સમય ઘણો વિતી ગયો છે.

**સર્વ સાહેલીઓ**—હાં ચાલો. ( સર્વ જાય છે. પાછળ પાછળ મછેંદ્રનાથ જાય છે. )

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ માર્ગ.

**પાત્ર**—બિહારીલાલ—કાનિફ—ગોરખનાથ–શંકરનાથ–ભંગડનાથ વિગેરે.

**બિહારીલાલ**– ( એકલો. ) અફશોસ ! અફશોસ ! જ્યારે આવા મહાત્મા માનુનિના મોહમાં ફસાયા ત્યારે અણુજ જનની શી ગતિ ! પુર્ણ વૈરાગ્યવાન ! ધર્મના ધોરી–ઇશ્વર ભક્તિમાં પરિપુર્ણ, અને ક્રિયામાં સંપુર્ણ, એવા મુમુક્ષુ, માનુનિના મદને મર્દન ન કરી શક્યા એ કેવી અજબ વાત ' અરે ? કિનારે આવેલા વહાણને જ ડુબાવ્યું ' એ ભુમિજ એવી છે ત્યાં એ કરે શું ' તેમને ત્યાં જવું જ યોગ્ય નહોતું. અહા હા '? શી સ્ત્રીઓની પ્રબળતા ! ખરો લડાયક અને શુરવીર વર્ગ તો તે જ ગણાય છે. જે પોતાના શસ્ત્રોથી પળ વારમાં કીંમતવાન શખ્શને હેઠા પાડે છે, અરે કામનીના કટાક્ષથી કોણ બચશે ? માનુનિના મુખને નિહાળવા કોણ નેત્ર નથી ફરકતું ! તેના નખરાંથી કોણ નથી નાચતું ? મધુરી વાણીથી કોણ નથી લોભાતું ? તેના રંગમાં રગદોળાઇ કોણ અકાર્ય કરતાં અચકાય છે ? સ્પર્શ થતાં કોઇની હીંમત રહે છે ? ચક્રવર્તિ સર્વ જીતે છે પણ એક સ્ત્રી જીતવા તેની હામ ચાલતી નથી. અહા હા ? શી કિરતારે સ્ત્રીમાં ખુબી મુકી છે. અબળા એટલે બળ વગરની નહીં પણ જેનું બળ કળી ન શકાય એવી અતુલ બળવાળી ગમે તેવા પ્રતીબંધ જ્યાં ધાર્યું કરવા વાળી, અને ચાતુર્ય અને ચરીત્રના ભંડારથી ભરપુર ! અજબ ! અજબ !! કંચન અને કામનીની કળા અજબ છે. ( એવામાં કાનીફ ગાતો ગાતો પ્રવેશ કરે છે. )

**કાનીફ**—રે મનવા પ્રભુને ભજી લે, સજ્જાનું તે સધલે રે.
કંચન કામની કાયા છે જુઠી, તેને તું નજીકે રે.
નન નહીં તારૂં, ધન નહીં તારૂં, મારૂં મારૂં કરવું મુજાહે રે.
આ બને એને દૂર કરી ને, એકને ધર હૃદયે રે.

**બિહારીલાલ**—અરે શાસ્ત્ર શસ્ત્રથી પોતાના અને પરના પાપ શત્રુને હણાવનાર, બોલરૂપી જળ વરસાવનાર, અને ઉખર જમીનને નરમ બનાવનાર ! અરેરે તારી આવી ગતી? ક્રોધની માતા પાણીપત ? તેમ વિષયની માતા કામરૂ છે. અને મહાત્મા મછંદ્રનાથ ? તમારી ત્યાં શી સ્થિતિ હશે ?

**કાનિફ**— ( મછંદ્રનાથનું નામ સાંભળી આશ્ચર્યતાથી ) અરે ભગવન ! મછંદરનાથકું કયા હુવા ? કયુ ઇનના ગીરફતાર હો રહા હય ! કયા એ અવળજા અરપટમેં અલગ હુવા ? અહાહા બડે અચ્છે મહાત્મા !

**બિહારીલાલ**—યોગીરાજ ! મહાત્મા મછંદ્રનાથની જે દશા તમે ધારો છો તે દશાને તે નથી પામ્યા, પણ કોઇ અલૌકિક હાલતને સ્વાધીન થયા છે.

**કાનિફ**—( અધિરાઇથી ) તબ કયા હુવા ? જરા કૃપા કર જલદી સુનાઇએ તે મહાતમાપર કુચ્છ આફત આ પડી હય ? કોઇ કે ફંદેમેં ફસાય એસે તો નહીં હય ?

**બિહારીલાલ**—મહારાજ ! શું કહું એ ભૂમિનોજ પ્રતાપ એવો છે. કે જે જન એ જમીનમાં જાય છે તે જુવતિના જંત્રથી બચાવા ભાગ્યે ભાગ્યશાળી થાય છે. મહાત્મા જેવા ફસાય તો જડની શી ગતિ ?

**કાનિફ**—પન હય કયા ? જરા ખુલાસા તો કર.

**બિહારીલાલ**—ખુલાસો શું પુછો છો ? મછંદ્રનાથ મહારાજ મહિલાના મટકામાં મસગુલ થઇ ગયા.

**કાનિફ**—અરે ! એ કૈસા જુલમકી બાત ! અરે એ કામરૂ ? લંકા કે બદલે તેને સાગરમેં ઝંપાપાત કયું ન કીયા ? દારિકાકા દહન કે બદલે તેરા દહન કયું ન હુવા ! યુ કંપમેં બોદરમેં કયું ચલી ન ગઇ ! એસે બડે મહાતમા પુરૂષકું ન છોડા તબ પામરકું કયું છોડતી હોગી ! નારી કીસકું નહી લોભાતી હય ? ચંદ્રકા અધના ઘટના કાયમેં હુવા ? ઇંદ્રકું હજાર આંખ કાયસેં હુઇ? રાવણકા

રાજ્ય કાયસે ગયા ! કીચકકા મૃત્યું કાયસે હુવા ? કામદેવકા ભસ્મ હોના ક્યું હુવા ? નારીકી મોહની અજબ હય શંકર જૈસે દેવકૂ સુદ્ર જાતીને બનમેં ભમાયા ઔર કૃષ્ણ ભગવાનકી પાસ કયાદ્યા ખેલ કરવાયા ? દેવ દાનવ નારીની મોહનીમેં લુબ્ધ હુવે તબ મનુષ્યકી ક્યા બિસાત ! જગ કર્તાને નારીમેં ઐસા સબ ઓાદ ડાલ દીયા હય. ઉસકા સર્વ અંગ કાદેવકા શસ્ત્ર ? વેણી નેત્ર, મુખ અને સ્તન, કોને ચલાયમાન નથી કરતા ? એક કવિ ને કહા હય કે, “ નારી જગતમેં પ્યારી ” નારી નર્કમેં લે જાનેવાલી હય ઐસા સબ પુરૂષ જાનતે હય મગર ઉસકૂ દેખનેસેં સબ ભુલ જાતે હય. એક તાન લગાયા હુવા ધ્યાની. ધ્યાન તક છોડ દેતા હય. દેખો વિશ્વામીત્ર જૈસે બડે મુનિરાજને શકુન્તલાકા પ્રાસા સમય ઉત્પન્ન કીયા ! કાંઈ બિરલા પુરૂષ ઉસસેં બચે હય. આજ અબ ગોરખનાથકા પાસ જા ગેય બાન નિવેદન કરના હુ જય શ્રી કૃષ્ણ ! (એમ કહી જવા માડે છે તેને)

**બિહારીલાલ**—હાં પધારો હું પણુ જાઉં છું (એમ કહી બન છુટા પડે છે કાનિક જે રસ્તે જાય છે તેને ગોરખનાથ પોતાની જમાત સહીત સામા મળે છે એટલે )

**કાનિક**—જય શ્રી કૃષ્ણ કયું, કાસ તક !

**ગોરખનાથ**—(આશ્ચર્યતાથી ) કોન ? કાનિક ! ગુરૂકું છોડકે અકેલા કયું ? ક્યા કુછ ગુરૂસેં ઝઘડા બખડા ભયા હય કે ક્યા ?

**કાનિક**—નહીંજી. ઐસા કુચ્છ હય નહીં એસી શાંત મુર્તિ જગમેં ભાગ્યેજ હોગી વો ક્રોધ ચાંડાલકા સ્વપ્નેમેં ભી સ્પર્શ કરને નહીં હય.

**ગોરખનાથ**—જબ એકીલા ક્યું ભિચરંત હો ! કુચ્છ તુમારેમેં અગર તુમારે ગુરૂમેં અપ લક્ષણ હોગા અલગ હોનેકા કુછ ભી સબબ ચાહીએ !

**કાનિક**—(જરા રક્ત નેત્રે) તુમ ક્યા કહેતે હો ? મેરા ગુરૂમેં અપ લક્ષણ ? ભલે બ્રહ્માંડ તુટ જાય, સુર્ય ઔર ચંદ્ર અપની ગતિ છોડે, સમુદ્ર માજા મુકે. પારા પેટમાં પચ જાય, ઔર કલ્પ વ્રક્ષકે પાસ ગયા હુવા જન નિરાશ હોકે પીછા આવે તોભી મેરા ગુરૂ બુરા કામકા સંગ કરે નહીં. મેરા ગુરૂકુ તુમ ક્યા સમજતે હો ? તુમારા ગુરૂ જૈસા હમારા ગુરૂ નહીં હય. જરા આપના પાછે નીચે દેખો પીછે દુસરેકી બાત કરો.

**गोरखनाथ**—क्याक? इतना क्युं गरम होना हय? आज कल ऐसी प्रवर्ति चल रही हय के चेला मुंडनेमें तैयार मगर उसकी प्ररवरशी करनेमें पीछाडी. मुंडनेक आगु ऐसी परवसी और लालन पालन करते हय के अपने अंदरसें बी ज्यास्ती पग्गु जब दीक्षा ले के दीक्षित होना हय पीछे आरंने आरंते जुलमका जोर और रोग लगाने हय जो पतंगीया रंगवाला होना हय वो कंटा-ळके दीक्षा तज देना हय इतना नहीं मगर अधर्म प्रवर्तिमें पडकर आखर अधोग नर्क के अधिकारी बनना हय और उसकुं भष्टका न लगा हय वो गुरुकुं छोडके अलग विचरता हय. उसमें बी गुरुके पापके प्रतापसे और जुवानादि जुलमसे कुकर्मके बस होने हय. परिपक्व होये बीना और पुर्ण खात्री कीया बिना और अभ्यास भरपुर होये बिना जो गुरु शिष्यकु ऐसाक्या विचरने देते हय, वो शिष्य, जितना पाप करता हय उसका भागी गुरु होना हय. और शिष्यभी आज समय के ऐसे होते हय के गुरुने अभ्यास और भुक्के वास्ते जरासा ठपका दीया के नोकरा अहा के नर्क बितके वमलमें गोथा खानेमें पड जाता हय और इनने नर्क पहोंचता हय. के आखार अलग हो जाके अपनी मरजी मुजब बिचरता हय, और आपनी इच्छा मुजब वर्तता हय भव भ्रमण-ना छोडने के और आनंत भवमें भटकनेका प्रतिबंध करता हय यसमयके गुरु और शिष्य. दोनुं एक सरखे होनेसे ये कहना पडा मेने तो अच्छेके वास्ते पुछा तब तुमने उलटा क्रोध कर अमारा शिरपर कलंक लगाया. ठीक भाई ! आजका जमनाज ऐसा हय तुमारा कुच्छ कसुर नहीं.

**कानिकु**—(जरा गुस्सेथी) अमने कुछ तुमारेपे झोटा कलंक नहीं लगाया नाहक फोगट शीरपर जुठा कलंक लगानेकी हमकु आदतज नहीं.

**गोरखनाथ**—अमारेमें क्या अपलक्षन देखा भाइ? जरा सुनावतो सही. अमारी कसुर सुनके अम सुधार लेंगें.

**शंकरनाथ**—वो क्या सुनावेगा कपाल! कंचनकुं पीतल कहेने-से क्या होना हय?

**कानिकु**—तुमारे में अपलक्षन हय या नहीं वो में कुछ केहे नहीं सकता. मगर जैसा गुरु होगा वैसाही उसका चेला

હોગા. જૈસા બાપ વૈસે બેટે ઔર જૈસે વૃક્ષ એસે ફ્લ ' વો જગતકી કહેનાવત હય.

**ભંગડનાથ**—(ગુસ્સાથી) તેને આજ ભાંગ બહોત ખાઇ હય કે ક્યા ! એ તું ક્યા બકતા હય ? જરા બિચાર કર કિસકી પર કલંક લગાતાહય ? અપના ગુરૂકી બાતમેં તો મરચા લગા ! હીરાકુ કાચ ! પવિત્રકુમુર્ખ ! ધ્યાનીકું ઠગ ! સિધેકું ભોલા ! કહેવવાલા મુર્ખ ! જરામુહ સંભાલકે બોલ ! જરા અપના ઘર સંભાલ.

**કાનિફ**—(ક્રોધથી) અરે ! કિનના ક્યુ ચિલ્લાકે બોલતા હય' જરા કામરૂ દેશમેં જાકે તો દેખ !

**ભંગનાથ**—કામરૂ દેશમેં જાકે ક્યા દેખું ? હોગા કોઇ તેરા જૈસા !

**કાનિફ**—મેરા, ઔર મેરા ગુરૂ જૈસા તો કોઇ હયજ નહીં. મગર તેરા ગુરૂ તો વાં કામનિઓકા સંગ મોજ મજા મારતે હય.

**શંકરનાથ**—(ચીડવાઇને) અરે એ તુંઓ હય ક્યા ? અમેરા ગુરૂ વહાં ? અરે જા જા. એસી બાતો કરનેમેં શરમ નહીં આતી હય એસા મહાત્માપર જુઠા કલંક દેકે કહાં છુટેગા ?

**કાનિફ**—(મગરૂબીથી) ઔર સિદ્ધાઇ જાને દોઉ જરા વહાં જાકે દેખો પીછે બાત કરો. અબ જુઠા ઠેરે તો તુમારા ચરણુકે દાસ હો જાય.

**ગોરખનાથ**—(આશ્ચર્યતાથી) અરે ! એ ક્યા સચ બાત કહતા હય ? યે બાત તુને કહાંસે જાની ? જરા મહેરબાની કર સુનાઇએ ઉપકાર હોગા.

**કાનિફ**—(શાંતપડી) તુમારે દ્વાર આયે આગુ એક શખસ ઇસ બાતકા સોચકર રહા થા. મેને ઉસકો ઉસીકા કારન પુછા, જબ તુમારે ગુરૂકી સબ બાત કીઇ. વો બાત તુમકુ નિવેદન કરનેકુ આના થા ઇતનેમેં તુમ દ્વાર મીલ ગયે. અબ તુમ ઇધરસેં જલદી જાવ, ઔર તુમારા ગુરૂકુ છુડાનેકા ઉપાય કરો. મગર યાદ રખના કે યહ ભુમિકા પ્રતાપ એસા હયકે આપ એસા શ્રદ્ધાવાન ઔર વૈરાગી હો પન વો ભુમિકે સ્પર્શસેં ઔર કામનીઓકા દર્શનસેં ચલિત હોકે ભ્રષ્ટ નષ્ટ હો જાતા હય.

**ગોરખનાથ**—( આશ્ચર્યતાથી ) એસા ?

**કાનિફ**—હાં, વહાં જાના તો અબ બાતસેં સંભાલના—ઓર સ્ત્રિયોંકે દર્શમેં નહીં આના.

**ગોરખનાથ**—અચ્છા. તુમને અમારા પર બડા ભારી ઉપકાર કીયા. મગર અમારી એક બાત સુનો. ક્રોધ મત કરો.

**કાનિફ**—બોલીયેજી. ખુસીસેં સુનાઇએ.

**ગોરખનાથ**—સુનો ભાઇ ? જૈસે હમારા ગુરૂ કામરૂ દેશમેં ફસેહેં. વૈસે તુમારા ગુરૂ ગોપીચંદકા અશ્વસાલકે કુવેમેં રીબાતે તુમ જલદી જાઓ ઓર વો દુઃખસેં ગુરૂકું મુક્ત કરો.

**કાનિફ**—( અજાયબીથી ) હેં ? મેરે ગુરૂકી ઐસી ગતિ ? ઐસા હોનેકા સબબ કયા ? કોણ દુષ્ટને ઐસા કર્મ કીયા ? જલદી સુનો. તુમારી બાનુ સુનકે મેરે દીલમેં આગ જલતી હય.

**ગોરખનાથ**—અચ્છા જરા શાંત હો. કયા ? બાત એહી રીતીસેં સુના જાતી હય. જરા દમ ધરો. બાત બરાબર સુનો. કરના હો વો કરો. એકદમ ભભકના વો કયા ?

**કાનિફ**—( શાંત બની ) કૃપા કર સુનાઓ, ખાસ તરહ હુવા સો.

**ગોરખનાથ**—સુનો. ગોપીચંદકી મા મૈનાવતી તુમારા ગુરૂકે પાસ કથા વાર્તા સુનનેકું જાતીથી. ઓર તુમારા ગુરૂ ઉસકે મકાનપે વખત બે વખત જાયા કરતા થા. ઐસા જાના આના ઓર તુમારા ગુરૂ પર ઉનકી જ્યાદે મમતા દેખકે નગર જનો કે મનમેં કુછ ભ્રાંતી આઇ, ઇસિસે દોનોકી દુષ્ટ ચર્ચા હોને લગી. આખર યહ બાત ગોપીચંદ-કાન પર ગઇ. યે બાત સુનતેહી બિના બિચાર ક્ષમાધિમેં બેઠે હુવે તુમારા ગુરૂકું ચુપચાપ ઉઠાકે ઉનકી અશ્વસાલકે કુવેમેં ડાલદીયા ઓર ઉપર ઘોડેકી લાદ ડલવા ડલવા કે ભરવાઇ. અફસોસ ? અફસોસ ? જગતમેં કયા જુલમ હોતા હય. ( ઉદાસ થઇ જાય છે)

**કાનિફ**—( આ સાંભળી લાલચોળ બની ) અરે એમ કયા જુલમ ? મેરે ગુરૂ પર ઐસી આફત ? અરે ઓ દુષ્ટ ધાનકી રાજા ? તેને એ કયા કીયા ? અરે ઓ કચ્ચે કાનકે પાપી ? યે પાપસેં કીસ તરહ છુટે ગા ? અબ તેરી આ બના ( ગોરખનાથ પ્રત્યે ) અબ મેં જાતા હું. ઓર યે દુષ્ટકું ખોજ કે મેરા ગુરૂકા બદલા લેના હું. લો અબ જય શ્રી કૃષ્ણ

**ગોરખનાથ**—જય શ્રી કૃષ્ણ ? ( એમ કહી બન્ને જણા પોત-પોતાના ગુરૂને મુક્ત કરવા જાય છે. )

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—મૈનાવતીનું ભુવન.

**પાત્ર**—મૈનાવતી, ગોપીચંદ અને પાછળથી કાનિફ.

**મૈનાવતી**—( એકલી ) અહા હા ? ગુરૂજીનાં દર્શન કરે બ-હુ દિવસ થયા. કેમ આંહી આવતા નહીં હોય ? શું મારી સેવામાં કાંઈ ન્યુનતા લાગી હશે ! કે મારાથી તેમનો કાંઇ અવિનલ થયો હ-શે ? કે મારી ભક્તિમાં તો ઓછાશ નહી માલમ પડી હોય ? કે આહીંથી બીજે વિહરી ગયા હશે ? અરે ગુરૂજી ? ઓ પરમ પવિત્ર ગુરૂજી આપના ચરણ કમળમાં રહેનારી ભમરી ઉપર અભાવ કરવો શું યોગ છે ' છોરૂ કછોરૂ થાય પણ માવિત્રથી એમ થવાય જ કેમ ? છોકરાંઓનો અપરાધ લક્ષમાં લેઇ તે પર રીસાઈ બેસવું એ શું પિ-તાને યોગ્ય છે ? અહા હા ? શી તેમની નમ્રતા ! શી ઈશ્વર પ્રત્યે ભક્તિ ? કેવો અમૃતમય બોધ ! અને કેવી ધર્મ પર શ્રદ્ધા અને તે-માં નિપુણતા ! ભાગ્યોદયે જ આવા ગુરૂનો સંગ થાય છે. જેને જરા-એ સંસારની કાંઈ પણ વસ્તુ ઉપર મોહતો છે જ નહીં ( એવામાં ગોપીચંદ આવી નમન કરી. )

**ગોપીચંદ**—માતુશ્રી વંદન કરૂં છું.

**મૈનાવતી**—( ગોપીચંદના સામુ જોઇ ) પધારો બેટા, આજ ઘણા દીવસે ભલા મા યાદ આવ્યાં '

**ગોપીચંદ**—માજી ? અપરાધ માફ કરો. રાજકાર્યમાં ગુથાવાથી અવકાશ ન મળવાથી આવી શક્યો નથી. પણ—

ઓ માતાજી મારાં, કેમ રહો આપ ઉચાટમાં; એ ટેક.

**મૈનાવતી**—ગોપીચંદ બેટા, ચીત ચોળાયે એક વાતમાં. એ ટેક.

**ગોપીચંદ**—એવી વાત શું છે માત મારી, જેથી રહો છો ઉદાશ;
વેગેથી ઝટ કરો વારતા, કરૂં હું તેનો નાશરે. ઓ માતાજી.

**મૈનાવતી**—સાચું કહેતાં રૂચે ન તુજને, જુઠું કહ્યું નવ જાય,
ઝાઝ પડ્યું સાગરની માંહી, ગોથાં અવશ્ય ખાયરે. ગોપીચંદ.

**ગોપીચંદ**—એમાં માતુ શોચ કરો શું, કરી દઉં પેલે પાર;
સાગર દેવને મારી હઠાવું, ધરી કર અસિને ઢાલરે. ઓ માતાજી.

**મૈનાવતી**—નથી કામ સરવારનું બેટા, ધરો ભૂમિ પર ઢાલ;
કાયા નગરી જાય લુંટાઇ, લો તેની સંભાળરે. ગોપીચંદ.

**ગોપીચંદ**—માજી નવ રાખો મન ચિંતા, શા છે તેના ભાર;
હુકમ આપનો થાતાં માઝ હું, કરૂં ઝટ જંગસંહાર. એ માજી.

**મેનાવતી**—મને ભરૂંસો પુત્ર તાહરો, તું છે આજ્ઞા કારિ,
રાજપાટ સ્વમાની માયા, જીતો જમના ભય ભારિરે. ગોપીચંદ.

**ગોપીચંદ**—માજી ! છોને મારે મારે હવે શું કરવું ત્યારે'

**મેનાવતી**—બેટા ! હરઘડી આવું સુખ અને આવું સ્વરૂપ મોટા પુન્યો પારજન વિના મળતું નથી માટે—

( અરે આ માનવના અભિમાન, પલકમાં ટળી જશેરે. એ રાહ. )

અરે સુત સાંભળીને મમ વાણુ, હૃદયમાં લે ધરીરે,
અરે સંસાર છે નર્કની ખાણ, વિચારી જુઓ જરીરે
વિચારી જુઓ જરીરે, રહ્યો શું મમતા ધરીરે — અરે.
મારૂં મારૂં કર સરવ પણ, તારૂં કોઈ ......રે નથી.
લાલ તજો વશ થઇ આમુમખુ, મરના આ...રે મથી.
આસુ મિથ્યો હરે કાળ પ્રાણ. — અરે.
કાચ કુંપા જેવી કાયા, ફુટતાં નવ વાયદો;
વિષયમાં મશગુલ રહેતાં, કાટશો નવ ફાયદો;
સ્વપ્ન સરખાં રાજ સુખમાં, રાચવું રહેવાજ દયો;
અમર થાવા આદરો, એક ચિત્તે પ્રભુને કાયદો.

**ગોપીચંદ**—આપે કહ્યું તે યથાર્થ છે. પણ તેતો આ સંસારનો ત્યાગ કર્યા શિવાય બને જ નહીં ત્યારે શું મારે સંસારનો ત્યાગ કરી જોગી થવું ?

**મેનાવતી**—હા બેટા ! હાલ જે રીદ્ધિ, સંપત્તિ અને સુખ ભોગવે છે તે તે વિના સ્થિર રહેશે નહીં.

**ગોપીચંદ**—માનું રાજ કરનેદે, જોગીમત કરરે મા મેનાવતી.

એ રાહ.

માજી આ શું ઉચારો, જોગી થવાની વાત આ સમે. એ ટેક.
લઘુ વયનો પુત્ર હું અજ્ઞાની, જાણુ શી જોગની વાત;
નિંદા થાશે દેશ વિદેશે, પ્રજા કરે કલ્પાંતરે. માજી

**મેનાવતી**—લોક થકી નિંદાથી ડરતાં, સુધરે ન આપણું કાજ;
તુજ સમ સુરત તારા બાપની, જોને બળી થઈ ખાખરે;
મમ પુત્ર હો પ્યારા, તજો આ અસાર સંસારને.

**ગોપીચંદ**—સંસાર અસાર મેં જાણ્યો માજી, કરવા ધ્યો એ ભુગ રાજ;

પછી હું આજ્ઞા શિરે ચડાવી, સુધારૂં મમ કાજરે માઝ

**મૈનાવતી**—ઘડી પલકનો નથી ભરૂંસો, કરો શું જગની વાત.

શું જાણું હોશે સવારે, કેવી જાશે રાતરે. મમ

**ગોપીચંદ**—રાત સધ્યામાં સુખ લહને, ઉગે ભાણ;

પ્રભુ સમ દર દંતધાવન, દઉં ગરીબને દાનરે- માઝ.

**મૈનાવતી**—દાન દીધે ફળ હોશે તુજને, સ્વર્ગ તણું સુખ પુત;

ખરો વૈરાગ્ય સાધી થાયે સાધુ, અમર પામું લે તુર્તરે. મમ.

**ગોપીચંદ**—અમર થવું દુર્લભ નથી માતુ, કરો ન ઢીલ લગાર,

પરણી લાવ્યો જેહ પદમણી. ઝ ખે વારંવારરે. માઝ.

**મૈનાવતી**—નારી જાત છે કપટકોટડી, વળી નર્કનું દ્વાર,

તે પર શું મમતા તુ રાખે, ભમે કાળ શિર ભાર રે. મમ.

**ગોપીચંદ**—ભલે કાળ ભમવા ધ્યો માતુ, શું છે તે કરનાર:

ભીતિ લાખ લશ્કરની આગળ, ઉભો કરે પૂકારરે. માઝ

**મૈનાવતી**—સમજું થઈ તુ આ શું ઉચારે, મુરખની સમ આજ;

ભાઈ માહરો જેહ ભરથરી, થયો જોગી શું કાજ. મમ.

**ગોપીચંદ**—મામો પિંગળા નીકળી પાપી, જોગી થયા તજ રાજ;

તેવું મારે નથી માઝ કાંઈ કરો જોગી શા કાજરે માઝ

**મૈનાવતી** શું જગતમાં દુઃખ હોય તોજ તેનાથી ન્યારા થવું ?

**ગોપીચંદ** —ત્યારે શું વગર કારણે પેટ ચોળી શૂળ ઉભું કરવું ? પ્રભુએ આપેલી રિદ્ધિ સિદ્ધિનો અનાદર કરી શા માટે તેના ગુનેગાર થવું ? અડધી રોટલી છોડી આખીની આશાએ અડધી પણ જતી રહે છે એ શું આપ નથી જાણતાં ?

**મૈનાવતી**—પુત્ર ! સ્વર્ગનું સુખ સાધવા મારો ઉપદેશ નથી અને તેના માટે યોગ લેવો એ મારી સંમતિ નથી. પણ જન્મ જરા, મૃત્યુનું જે અસહ્ય દુઃખ વારે વારે ખમવું પડે છે તેનાથી મુક્ત થવા, અને કદી પણ ન થાય તેમ કોઇથી પણ હરી ન શકાય એવું સુખ સાધન કરવા માટે મારો ઉપદેશ છે. શાસ્ત્રકાર પણ કહે છે કે, 'રાજેશ્વરી તે નર્કેશ્વરી અને તપેશ્વરી તે રાજેશ્વરી' આટલી મળેલી રિદ્ધિ સિદ્ધિથી રાચવાનું નથી, તેની જે અકાર્ય થાય છે તેમાંના કેટલાક તો તેં અનુભવ્યાં હશે ? અને તેવાં જે જે નુખનાં સાધનો છે. તે દરેકે દરેક નર્કની અસહ્ય વેદના આપવા

વાળા છે. પુર્વે ચક્રવર્તિની સુખ સંપતિ સમાન સ્મૃદ્ધિ તજી કેટલાક નૃપતિઓએ યોગ ગ્રહણ કર્યો શા માટે ! શું તેઓ મુર્ખ હતા ? આ સંસારના સુખોને ચલિત સમજી અચલ સુખ પ્રાપ્ત કરવાજ એઓએ એમ કર્યું છે. માટે—

દેવ ધર્મને જે ઓળખાવે, આપે મોક્ષનું સ્થાન;
એવા મુમુક્ષુ પાસે જઇ તું, મેલવને શુદ્ધ જ્ઞાનરે. મમ.

**ગોપીચંદ**—જીવ પડયો ભવસાગર માંહી, જેમાં નીર અપાર:
નહીં ઘાટને પોત પુરાણું, કેમ તે ઉગરનારરે. માજી.

**મૈનાવતી**—જુઠી કાયા જુઠી માયા જુઠો સકલ સંસાર.
સત્ય નાવડુ ધર્મ પતાકા, તપ હલેશાં ધારરે. મમ.

**કાનિફ**—( એવામાં મહેલ નીચે કાનિફ આવી ક્રોધથી ( અહલેક ઠીધર હય દુષ્ટાત્મા ગોપીચંદ.

**મૈનાવતી**—( કાનિફનો સ્વર સાંભળી દાશી પ્રત્યે ) દાશી ? જેને નીચે ગોપીચંદને કોણ પુકારે છે ?

**દાશી**—( અંદરથી ) જાઉં બાઇ સાહેબ ? ( પાછા આવી ) બાઇ સાહેબ ક્રોધથી તૃપ્ત થયેલો ને રક્ત નેત્ર વાળો કોઇ યોગી પધારેલો છે.

**મૈનાવતી**—જા તેને આંહી બોલાવી લાવ તેના યોગ સત્કાર કરી ચાંડાલને સ્પર્શેલાને શાંત કરીએ.

**દાસી**—વારૂ બાઇ સાહેબ ! આ ચાલી. ( નમીને જાય છે અને કાનિફને બોલાવી લાવે છે. તે રક્ત નેત્રે. )

**કાનિફ**—ઠીધર હય ? દુષ્ટ પાપી ગોપીચંદના હોશ કોશ ઉડી જાય છે અને પાંદડાની પેરે ધ્રુજે છે. )

**મૈનાવતી**—( નમીને ) પધારો ગુરૂરાજ ! શાંત થાઓ. શ્રમને દુર કરો. આપ શરદ ચંદ્ર છો છતાં ગ્રિષ્મ રવિ જેવા કેમ જણાઓ છો ? જ્ઞાનના ભંડાર છતાં અજ્ઞાનતા કેમ જણાએ છે ? જેને તમે દમનાર તે તમને આજે દમે છે એ શું ? પવિત્ર છતાં અપવિત્રનો સંગ કેમ કર્યો છે ? દીપક લઇ તિમિરમાંથી દુર થાઓ તમારો ગુનેગાર મળશે પણ તેને તમારા ગુરૂનો લાભ કરવાનું કારણ શું ?

**કાનિફ**—( ક્રોધથી ) પહીલે મેરેકું ગોપીચંદકું બતાઓ, પીછે સબ બાત ઓ દુષ્ટકું બેહાલ કીયે બીના ઇધરસે જાનેવાલા નહી હું.

**મૈનાવતી**—હાં. હાં ન છોડશો પણ તમારા ગુરૂનું નામ તો કહો ?

**કાનિફ**—મહાત્મા જાલંધર.

**મૈનાવતી**—( જાલંધરનું નામ સાંભળી ગભરાયેલી બની ) તું મારા પુત્રે તેનો ઘાત કર્યો ? એમ કરવાનું કારણ ?

**કાનિફ**—કારણ ઇતનાહી કે ઉનકી માતા ઓર નગર જન ઓ ગુરૂસે જાસ્તી પરિચય રખતેથે. ઇસિસે નગરમેં ભારી ચર્ચા ચલ રહી. વો ચર્ચા કાનપર આનેસે યે કૃત્ય કીયા હય. ( આં સાંભળી મૈનાવતી મુર્છીત થાય છે એ જોઈ ગોપીચંદ તથા કાનિફ ગભરાય છે. થોડીવારે શુદ્ધિમાં આવવાથી. )

**મૈનાવતી**—( અશ્રુ વહેવરાવતી ) અરે દુષ્ટ પુત્ર તેં આ તું કર્યું ? પરમ પવીત્ર ગુરૂનો નાશ કરતાં જરાએ વિચાર ન કર્યો આથી જ મને ગુરૂજીના દર્શન નહી થતાં હોય ? અરે આટલું બધું થયું છતા મારા કાને કેમ વાત ન આવી ? અરે ઓ ગુરૂ દ્રોહી દીકરા તને આ શું સુઝયું ? અરે અકાર્ય કરતાં પહેલાં જરા વિચાર તો કરવો હતો ? અરે બુદ્ધિ હીન ! હવે તારી શી દશા થશે ? તારે નર્કમાં પણ ઠેકાણું નહી પડે.

**કાનિફ**—( જરા શાંત પડી ) ક્યા તુમ મૈનાવતી ? ગોપીચંદ, ક્યા તુમારા પુત્ર હોતા હય.

**મૈનાવતી**—હા મહારાજ ! આ તુમારી બેનની દયા ખાઈ મારા પુત્રનો ગુનો માફ કરો ( ગોપીચંદ પ્રત્યે ) ગોપીચંદ ! ઉઠ ! આ યોગીરાજ ને પગે પડ, અને તારા કરેલા ગુનાની માફી માગ. મૂર્ખ ? હીરા ને હાથ ન પારખી શક્યો ? પારસ માગીને પથ્થર સમજ્યો.

**ગોપીચંદ**—( કાનિફને પગે પડી ) મારો અપરાધ માફ કરો મેં મુર્ખે મોટી ભૂલ કરી છે. મારા કાચા કાનની ખરાબીનું આ પરીણામ છે. લોકાપવાદની મોરલીના નાદે વશ થઇ હું સર્પ, પાપ વાદીના હાથે સપડાયો છું હવે ઉગારો યા મારો.

**કાનિફ**—( પગથી હડસેલી ) દુર રહે એ દુષ્ટ ! સ્પર્શ કરકે ક્યા મુજે અપવિત્ર કરને ચહાતા હય. અબ રડનેસે ક્યા હોને વાલા હય ? એસા અધર્મ કાર્ય કરની બખત તો કુછ બીચાર ન કીયા ? મેં મેરા ગુરૂકા વેર લીયે બિના નહી છોડુંગા.

**ગોપીચંદ**—મહાજી ! ગુરૂજીના કોપથી બચાવી મને ઉગારો.

**મૈનાવતી**—અરે દીકરા ? અવિચારી દીકરા ? મારા સુખના નાશ કરનારા ! હવે મારી મદદથી તારૂં શું વળનાર છે ? ફરી પગે પડી તારો અપરાધ ખમાવ. ( ગોપીચંદ પગે પડવા જાય છે તેને હડસેલી મૂકે છે તેથી ) યોગીરાજ ! શાંત થાઓ બાળકના અપરાધ સામું ન જુઓ કીડી સાથે વેર ન રાખો બનવાનું તે બન્યું છે. આપ મારા બાળકને હણશો તેથી શું આપના ગુરૂ આપને મળશે ? સમજુ છો. જરા દીર્ઘ દ્રષ્ટી કરો.

**કાનિફ**—ક્યા ? ગુના કરને વાલેકું છોડ દઉ ? રાન્ડ, ખુન કે બદલે ખુન નહીં લેને હય ? જબ મેં કયું મેરા ગુરૂકા ખુનકે બદલે ખુન ન લઉં ! ક્યા મેંકું મૂર્ખ સમજતી હય ? કભી ઐસા નહીં હોગા ?

**મૈનાવતી**—( ગોપીચંદનો હાથ પકડી ) જ્યારે તમે નથી માનતા ત્યારે આ બાળક તમને સોંપી દઉંછું. તમારી ધ્યાનમાં આવે તેમ કરો. ગુરૂજી આગળ મારો શો ઉપાય ? આપને વધારે શું કહેવું.

**કાનિફ**—( મૈનાવતીની વાણી સાંભળી શાંત પડી ) બાઇ તેરા નર્મ બચન સુનકે ઔર મેરા ગુરૂકી ભક્તાની જાનકે મેરા ક્રોધ સમજતા હય. ઐસા ગુરૂજી મીલના બહોતી મુસ્કીલ હય. કોઇ ક્યા કરે ? મેરા નસીબજ ઐસા હય વહાં ! ( ગોપીચંદ પ્રત્યે ) ગોપીચંદ ! તેને ગુરૂજીકું મારકે કુવેમેં ડાલેથે કે કીસ તરહ સો સુનાવ જો આરબ્ધમેં હોવે તો -

**ગોપીચંદ**—યોગીરાજ ! આપ ગુરૂજી મળવાની આશા રાખો છો તે ફોગટ છે મેં સમાધીમાંજ ઉપાડવી કુવામાં નાંખ્યા છે પણ કુવાને એવો સજડ પૂરી દીધો છે કે પવન પણ અંદર સંચરી શકે નહીં. અરેરે મેં દુષ્ટે બહુ ખોટું કામ કર્યું.

**કાનિફ**—( જરા ઉમંગી થઇ ) તેને મારકે નહીં ડાલા વો બહોત અચ્છા કીયા. મગર વો કુવેકે પાસ ચલો ઔર અંદરસી મટી જલદીસેં નીલકવાવ. ગુરૂ સહીસલામત મીલેગા. ચલો જલદી ચલો દેર મત કરો.

**મૈનાવતી**—( ઉપરની વાત સાંભળી આનંદાશ્ચર્યથી ) શું ગુરૂજીના દરશન ફરી થશે ? એમ હોય તો આનંદનો દિવસ.

**કાનિફ**—મૈયા ગુરૂજીકા દરશન તો પાઓગે મગર પુત્રકા સંકટમેં આઓગે વો મેરે કોપસે તો બચા મગર ગુરૂજી આપ સંભાલના. વો ઉનકુ કભી નહી બચાવેગા. જલાકે ખાખ કર ડાલેગા.

**મૈનાવતી**—( ચિંતાતુર ચહેરે ) ત્યારે તો આપથી ઉગાર્યો ન ઉગાર્યા જેવું છે. શું આપ નહી બચાવી શકો ? મારા પર દયા લાવો, અને જેમ આપે મારા પુત્રને ઉગાર્યો તેમ ગુરૂજીના કોપ શૌ-સ્ત્રથી બચાવો નહી તો તેને બદલે મને પ્રાણ રહીત કરો પણ મને પુત્ર વિનાની કરી દુઃખ સાગરમાં ના ધકેલો આપ તારક છો આપની આધારે રહેલાને બચાવો

**કાનિફ**—(દીન વાણી સાંભળી દયા આવવાથી) માઇ ! મત ગભ-રાઓ સબ અચ્છા હોગા મેરા પ્રાણ હય વાંતક તુમારા પુત્રકું કુછ ન હોગા મગર મેં કહુ ઇસ તરહ કર શકોગે ?

**મૈનાવતી**—હાજી આપ જેમ કહેશો તેમ કરવા તૈયાર છું.

**કાનિફ**—ઠીક જાઓ સાત ધાતુ કે સાત પુતલા લેકે ,ગોપીચંદકું મેરી સાથ ભેજો.

**મૈનાવતી**—બહુ સારૂં કૃપાનાથ ? ( ગોપીચંદ પ્રત્યે ) ગુરૂ મહા-રાજ સાથે તૈયાર થાઓ.

**ગોપીચંદ**—જેમ માતાજીની આજ્ઞા.

**મૈનાવતી**—ભંડારગાંથી સાત પુતળાં લાઇને જાઓ અને કામ સીધ કરી સીઘ્ર પાછા આવે.

**ગોપીચંદ**—બહુ સારૂં માતા. ( કાનિફા પ્રત્યે ) ચાલો ગુરૂરાજ ( બંન્ને જાય છે અને મેનાવતી સંધ્યા પુજન માટે સ્નાન કરવા જાય છે )

---

## પ્રવેશ ૬ ઠે.

### સ્થળ—કામરૂદેશમાં રાજમાર્ગ.

**પાત્ર**—ગોરખનાથ. મછેંદ્રનાથ અને પાછળથી સખીઓ સાથે સોધવા નીકળેલી મદનિકા.

**ગોરખનાથ**—(એકલો) નિરમળ જળ મુકી, ગંગા જળમાંજઇપેઠું પંખી.

ચતુર છતાં પણ કોણ જાણે શું, દેખી ગયું હરખી ?
દ્રાક્ષારસ તજી રાજી થાય શું, ઇંદ્રવરણું નિરખી;
અક્ષય સુખનું સ્થાન તજી, દુઃખ ધામ લીધું કેમ પરખી ?

ધિ:ક ધિ:ક એવા પંખાને, શું ધારી ગયું ઝંખાને ?
નહીં અહીંનુ નહીં તહીંનુ રહેતાં. દુ:ખિ થશે ભટકી.

**મછેંદ્રનાથ**—( સામાથી આલ ગોરખનાથને જોઈ ચુકકીને ) અરે પીછાન ? કયુ ઇધર આયા ? ચલ, ચલ, જાકે ઉનકું ઇધરસે સત્વર પીછા જાનેકું સમજાઉં ( એમ કહી ગોરખનાથની પાસે આવી ) યહ જોગી ઇધર આયા ? અરે ! તુને કામરૂ દેશકી કથા કયા નહીં સુની ? ભાગ. જલદી ભાગ યહ પવિત્ર કાયા અપવિત્ર હોગી. જોગ જાયગા, દુઃખ પાયગા પીછે અહોન પસ્તાયગા જેસી મેરી દશા એસી તુમારી હોગી.

**ગોરખનાથ**—(મછેંદ્રનાથનો સ્વર ઓળખીને મનમાં ) સ્વર તો મેરા ગુરૂજી જૈસા જ હય. અરરર ! ઉનકી દશા ! મગર ઠીક હુવા કે ઇધરહી જ મીલ ગયા. અબ મેરા કામ ફતેહ. ( ચાસન ) નામ ઇતના કયું ગભરાતે હો ! દુખિ હોતે હો ? તુમ કોન હો ! ઇધર દુ:ખ હોનેકા કયા સબબ હય ?

**મછેંદ્રનાથ**—બાત કર દેર મત લગાઓ. ચલે જાઓ. જલ્દી જાઓ. કોઇકી દ્રષ્ટીપર આઓગે તો પંખીકી માફક ફેર હો જાઓગે દુ:ખ પાઓગે જેહમત ઉઠાઓગે.

**ગોરખનાથ**—કયા, ઇધર એસા જુલમ હય ? મગર કુચ ફિકર નહીં. દુ:ખ ઉઠા ઉંગા, મગર મેરા કામ સાધે બિના નહીં જાઉંગા.

**મછેંદ્રનાથ**—એસા કય કામ હય કે દુઃખ ઉઠાનેકું ઇતના ઇંતેજાર હુવે હો ?

**ગોરખનાથ**—મેરા ગુરૂકી સોધ મેં આયા હું ગુરૂ મીલા કે ઝટ ચલા.

**મછેંદ્રનાથ**—તુમારા ગુરૂકા નામ કયા ? ઇધર કયુ આયાથ ?

**ગોરખનાથ**—મેરા ગુરૂ મછેંદ્રનાથજી ( પોતાનું નામ સાંભળી આશ્ચર્યતાથી )

**મછેંદ્રનાથ**—કોન બચ્ચા ગોરખ ? અરે ! તું ઇધર કહાંસે ? ભાઇ તું ઇધરસે જલદી ચલાજા કો ઓરત દેખેગી તો મેરી માફીક તેરા હાલ કરેગી.

**ગોરખનાથ**—ફીકર મત રખો ગુરૂરાજ ? એ રંડીઓ કયા ભાર હય ? આપકી આનેકી મરજી હો તો મેં લે જાનેકું તૈયાર હું.

**મછેંદ્રનાથ**—જો કે જાનેકી તેરી શક્તિ હય તો મેં આનેકું તૈયાર હું, મગર બહોત સાવચેતી રખની પડેગી.

**ગોરખનાથ**—કુછ અંદેશા મત રખો ચલો મેરી સંગ. (બન્ને જવા માંડે છે તેવામાં મછેંદ્રનાથને આવતાં વાર થવાથી ખોળવાને નિકળેલી મદનિકા, સાહેલીઓ સાથે તે રસ્તે આવે છે. બન્નેને જતા જોઇ.)

**મદનિકા**—(સખિઓ પ્રત્યે) જુઓ જુઓ બેન ! સ્વામિ તો પેલા જોગટાની સાથે જતા જણાય છે ને શું !

**વસંતિકા**—મદનિકા બેન ! વિચાર કરવાનો આ વખત નથી. આપની મંત્ર ગોળી કેંકો અને ઉડી જતાં બંન્ને પખીને હેઠાં પાડો. જુઓ જુઓ નદી સમિપ પહોંચી ગયા લાગે છે. નદી ઉતરી જશે તો હાથ ઘસતાં ઘેર જવું પડશે.

**કામકળા**—મદનિકા બેન ! વસંતિકા ઠીક કહે છે. લોહ ચુંબક મુકો કે આકર્ષાઇ પાછા આંહી આવે. (મદનિકા મંત્ર ભણે છે પણ કાંઇ કારી ન લાગવાથી અને બંન્ને જણ નદી ઉતરી જવાથી મદનિકા મુર્છા ખાઇ જમીન પર પછડાય છે, તેને સાથે આવેલી સખીઓ શુદ્ધીમાં આણવા ઉપચાર કરે છે.

---

## પ્રવેશ ૭ મો.

### સ્થળ—અધશાળામાં કુવો.

**પાત્ર**—કાનિફ, ગોપીચંદ અને જાલંધર.

**ગોપીચંદ**—(કુવા પાસે આવી) યોગીરાજ? આ જ કુવો, કે જેમાં મેં પાપીએ આપના ગુરૂ મહારાજને નાંખી દીધા છે.

**કાનિફ**—અચ્છા. (કુવાના કાંઠે ઉભા રહી.) ગુરૂજી મહારાજ આદેશ.

**જાલંધર**—(કુવા અંદરથી) આદેશ. કોન હય બચ્ચા.

**કાનિફ**—આપના ચરણ કમળ સેવનેવાલા શિષ્ય કાનિફ.

**ગોપીચંદ**—મહારાજ ! સ્વરતો યોગીશ્વર જાલંધર નાથજી જેવોજ લાગે છે. જાણે બહુ દુરથી બોલતા હોયની એમ જણાય છે. હજુ તેઓને જીવતા જાણી અજાયબ થાઉં છું.

**કાનિફ**—(જાલંધરનો સ્વર સાંભળી ખુશી થતો) યહ ગુરૂજી-

કું કયા જનનતા હય ! વો મનુષ્ય નહીં પણ દેવાંશી હય. જબતક જન્મ જ્વલિત દીયા હય. તેરી મુર્ખાઈ ઔર કચ્ચે કાનકિ લીયે તેને અકાર્ય કીયા હય. દેખ ! અબ તેરી સમક્ષ ઇસમે તુને ગુરૂજીકું ડાલા હય ઇસમેં આપસે આપ ઉપર આકે તેરેકું દર્શન દેગા. ( એ સાંભળી ગોપીચંદ જરા ભય પામે છે તે જોઇ ) તુમ ગભરાઓ મત. તેરા બાલ બાંકા ન હોગા. તું હીમત રખ ને મેં કેહુ એસા કર. ચલ. પહેલા સુવર્ણકા પુતલા લે ઔર કુવે કે પાસ જા કર ગુરૂજીકું આદેશ કર. અંદરસે સ્વર આવે પહીલે પુતલેકી પાસસે દૂર હટ જાના. ઉસમેં ગફલત કરેગા તો દુઃખ પાયગા. વો દુઃખ દૂર કરનેકી બાજી મેરે હાથ ન રહેગી.

**ગોપીચંદ**—બહુ સારૂ ગુરૂરાજ ! ( પહેલું પુતળું કુવાના કાંઠા પાસે મુકી. ) ગુરૂજી આદેશ.

**જાલંધર**—( અંદરથી ) કોન હય.

**ગોપીચંદ**—( પુતળાથી દૂર રહી ) હું ગોપીચંદ.

**જાલંધર**—( જરા ઉપર આવી ) જલભલ કે ભસ્મ હોજા. ( સુવર્ણનું પુતળું બળી ભસ્મ થાય છે તેથી કાનિફ પ્રત્યે. )

**ગોપીચંદ**—શું હું પણ આવી રીતે ભસ્મ થઇ જાત ? શું ગુરૂજીની અજબ શક્તિ ! મેં પથર સમજી ફેંકી દીધા ! ધિક્કાર પડો મુજને.

**કાનિફ**—અબ તુમ ગુરૂકું આર્જવ કરો.

**ગોપીચંદ**—બહુ સારૂ કૃપાળું. ( જાલંધર પ્રત્યે ).

આવ્યો ચરણે હું નાથ, મને લ્યો બચાવી.
શરણાગતને સરણ રાખો, ક્રોધને નસાવી,
પહેલું પુતળું બળી ગયું, દેખી થરથરે તન,
મોટા મનના મહંતજી, દોષ ન રાખો મન,

**કાનિફ**—અબ દુસરા રૂપાકા પુતલા રખ.

**ગોપીચંદ**—( કુવા કાંઠે પુતળુ રાખી આવી છેટેથી. ) ગુરૂજી આદેશ.

**જાલંધર**—( જરા ઉપર આવી ) કોન હય !

**ગોપીચંદ**—ગૌડ બંગાળાનો રાજા ગોપીચંદ.

**જાલંધર**—અરે જલભલ કે ભસ્મ હો જાઓ. ( બીજું પુતળું બળી ખાખ થાય છે તેથી ગભરાઈ. )

**ગોપીચંદ** - અરે કાનિફજી મહારાજ ! આ પુતળું પણ બળીને ભસ્મ થઇ ગયું હવે મારી શી દશા ?

**કાનિફ**—મત ગભરાઓ. તુમ તુમારે ગુરૂજીકું અર્જ ગુજરા કરો.

**ગોપીચંદ**—ઠીક, બીજું પુતળું બળી ગયું. રહે ન ધીર મુજ હાલ; દયા મુજપર કંઈ કરી, ઉગારો હે નાથ.

**કાનિફ**—અબ નિસરા ત્રાંબેકા પુતલા રખ.

**ગોપીચંદ**—( ત્રાંબાનું પુતળું કુવા કાંઠે રાખી દુર ખશી. ) ગુરૂજી આદેશ.

**જાલંધર**—( જરા ઉંચે આવી અંદરથી ) કોન હય ?

**ગોપીચંદ**—આપનો દાસ ગોપીચંદ.

**જાલંધર**—જલભલ કે ભસ્મ હોજા. ( પુતળું બળી ભસ્મ થાય છે તેથી ગભરાઇ કાનિફ પ્રત્યે )

**ગોપીચંદ**—કાનિફજી મહારાજ ! હજી ગુરૂજી મહારાજનો કોપ શાંત ન થયો !

**કાનિફ**—મત ડર સબ અચ્છા હોયગા. તુમ તુમારી અર્જ ચાલુ રાખો.

**ગોપીચંદ**--( જાલંધર પ્રત્યે. )

ત્રીજું પુતળું જેમ બળ્યું, તેમ બળે મુજ તન;
યૌવન વયની યૌવના, મુજવિણુ થાશે પતન.

**કાનિફ**--અબ ચોથા પુતલા જસતકા રખ.

**ગોપીચંદ**--( જસતનું પુતળું કાંઠે રાખી દુર ખશી આદેશ ગુરૂ મહારાજ !

**જાલંધર**—( પહેલાથી જરા ઉંચે આવી અંદરથી ) કોન હય?

**ગોપીચંદ**--આપનો દ્રોહી, પાપી ગોપીચંદ.

**જાલંધર**--એકદમ જલ બલકે ભસ્મ હોજા. ( જસતનું પુતળું બળી જાય છે અને જાલંધરનો સ્વર નજીક નજીક આવતો સાંભળી. )

**ગોપીચંદ**—( ગભરાટથી ) કાનિફજી મહારાજ ! જેમ જેમ આદેશ કરૂં છું તેમ તેમ ગુરૂજીનો સ્વર નજીક નજીક સંભળાતો જાય છે. ગુરૂજી થોડી વારમાં ઉપર આવશે એમ મને તો લાગે છે અરર હુવે શું થશે ? મોત નજીક આવ્યુ ગુરૂજી ઉગરવાનો ઉપાય બતાવો. મુજ ઉંઘું. ગભરાઉં છું.

**કાનિફ**—અરે વાહ ! ક્ષત્રિ હેકે મરનેસે ડરતે હો ? જરા હીંમત રખો. કાર્યમેં મચે રહો. સબુરીકા ફળ મીઠા હય વો તુમ ક્યા નહીં જાનતે હો ?

**ગોપીચંદ**—( નિરાશ વદને ) ચોથું પુતળું બળી ગયું વીતા સુધારે કાજ;
શાંત થઇ સેવક તણી, રાખો લાલજી લાજ.

**કાનિફ**—અબ પાંચતમા પીતલકા પુતલા રખ.

**ગોપીચંદ**—( પાંચમું પીતળનું પુતળું કુવા કંઠે મુકી દુર ખશી. ) આદેશ.

**જાલંધર**—( પહેલેથી જરા ઉંચે આવી અંદરથી કોન હય ? ઘડી ઘડી કોન હય ?

**ગોપીચંદ**—આપના ચરણને ચાહનાર સેવક ગોપીચંદ.

**જાલંધર**—જા પાપી. જલભસ્મકે ભસ્મ હોજા. ( પીતળનું પુતળું બળી ભસ્મ થાય છે તેથી ગભરાઇને કાનિફ પ્રત્યે. )

**ગોપીચંદ**—અરે આ પણ બળી ગયું ? કાનિફજી મહારાજ ! શું મને દગો દઇ વિશ્વાસ આપી આપના ગુરૂજી પર ગુજરેલા જુલમનું વેર લેવું ધાર્યું છે ? અરે ! આમ કરવું શું આપને યોગ્ય છે ? આપના કર્મ ધર્મ વિચારો અને યુક્તિ પ્રયુક્તિ કરી ગુરૂજીના કોપથી ઉગારો.

**કાનિફ**—ગભરાતે હો કયું ? પુરૂષ ઔર ક્ષત્રિય પુત્રકા યહ કામ હય ? ડરના થા તો કરના નહીં થા. જૈસા ભોવે વૈસા ફળ મીલે. અબ ગભરાનેસે ઔર ડરનેસે ક્યા હોગા ? મન થીર રખ ઔર તેરા કાર્ય ચાલુ રખ. ઇશ્વર કૃપાસે સબ અચ્છા હોગા હીંમતે મદદ, મદદે ખુદા.

**ગોપીચંદ**—( થરથરતે પગે. )
પાંચમું પુતળું જેમ બળ્યું, તેમ બળ્યું મુજ અજ્ઞાન;
તજી શરીરની લાલસા, ધરૂં આપનું ધ્યાન.

**કાનિફ**—( અબ લોહોકા પુતલા રખ.

**ગોપીચંદ**—( લથડતે પગે કુવા કંઠે લોખંડનું પુતળું રાખી દૂર ખસી ) ગુરૂજી મહારાજ આ દેશ.

**જાલંધર**—( પહેલાં કરતાં જરા ઉંચે આવી ) કોન હય.

**ગોપીચંદ**—( જરા ભય ભરેલા સાદે ) આપનો શિષ્ય થવા ઇચ્છનાર દુષ્ટાત્મા ગોપીચંદ.

**જાલંધર**—જાઓ જલભલક ખાખ હો જાઓ. ( લાખંડનું પુતળું બળી ભસ્મ થાય છે તેથી બહુ ગભરાઇ કાનિફ પ્રત્યે. )

**ગોપીચંદ**—અરે કાનિફજી મહારાજ ! પુતળાં તો ત્રણે બળી ભસ્મ થયાં હવે ઉગારવાની આશા શી ? અરર ? આપે આ શું કર્યું ? મહાત્મા થઈ આવો પ્રપંચ ! ( નિસ્તેજ મુખે ) મારી કયાં મતિ ફરી કે હું આપના વચન પર વિશ્વાસ રાખી આપની સાથે આવ્યો.

**કાનિફ**—અચ્છા કયું ગભરાતા હય ? હમ કભી વિશ્વાસ ઘાતી ન હોગા. જરા શાંત હો. ધીરજ રખ. ફેર ગુરૂજીકુ બિનંતી કર.

**ગોપીચંદ**—( નિરાશ વદને )

> ત્રીજું પુતળું પરજળ્યું, ઉભો કરૂં પોકાર;
> સરણ ચરણ હું આવીઓ, મારો કંકરો પાર.

**કાનિફ**—ગોપીચંદ ! અબ જાકે ખુદ ખડા રહે; ઔર આદેશ કર અંદર સોન હય પુકારે જબ કહેના કે મેં તુમારી ભક્તાણીકા પુત્ર ગોપીચંદ જા. ડર મત રખ.

**ગોપીચંદ**—( થરથર તે પગે ) મહારાજ ! શું હુંજ ત્યાં જઈ ઉભો રહું ? શું પુતળા જેવી મારી દશા કરવી ધારી છે ? એમ શું કરો છો. તે કરતાં લ્યો આ સમશેર ! કંઠે વાઢી તમારા ગુરૂજીને દુઃખ દીધાનો બદલો લ્યો પણ આમ કરી મારી પાસેથી વેર ન લ્યો.

**કાનિફ**—તુમ નિર્ભય હો. સોચ મતકારો, મેરેપર નહીં તો જગતકર્તા પ્રભુકા રોશા રખ. તેરેકું કુછ હોનેવાલા નહી. સંદેહ મત રખ. ઈનિની અબમન જા.

**ગોપીચંદ**—( નિરાશ વદને જતાં જતાં મનમાં ) અરે ! આતો ફસાયો. વિશ્વાસે દોરાયો. માતુશ્રીની ભક્તિએ ખેંચાયો. અને કાળે આંહી આણ્યો. હવે કરવું શું ? જો હું તેને હણી ચાલ્યો જાઉંતો તેની વાર ધુમ કોઈ કરે તેવું નથી. પણ એક અપવાદ વાદળ દૂર થયું નથી તે પહેલાં આ બીજું અપવાદ ચઢી મારી અપકીર્તિ તિમર પ્રસરી જાય પછી મારે જગતમાં ભટકાવું પડે એતો પછી જીવતા મુઆ જેવુંજ ગણાય. ત્યારે અત્યારે અને આવી દશામાં મોતના મિજમાન થવું શું ખોટું ! ખેર જે થવાનું હશે તે થશે. ( એમ વિચારી કુવા કાંઠે જઇ ) આદેશ. ગુરૂજી મહારાજ આદેશ.

**જાલંધર**—( છેક નજીક આવી અંદરથી ) કોન હય ? બેર બેર કોન પુકારતા હય ?

**ગોપીચંદ**— આપની ભક્તાણી, આપના ચરણની દાસી, અને આપના દર્શનની પ્યાસી મૈનાવતીનો અભાગીયો પુત્ર ગોપીચંદ.

**જાલંધર**— ક્યા અબીતક વો જીના હેવ ?

**કાનિફ** હાઇ આપકી કૃપાસે જીના હય.

**જાલંધર**- ( હાનંદાશ્ચર્યથી ) ઐસા ! ( ગોપીચંદ પ્રત્યે ) જાઓ બચ્ચા અમર હોય એટલું કહેનારની સાથે કૂવામાંથી પ્રકાશ પ્રગટ થતો જોઇ ચમકી કાનિફ પ્રત્યે )

**ગોપીચંદ**—અરે કાનિફજી મહારાજ ! આ શું ! કુવામાંથી એકદમ પ્રકાશ શો ! ( એવામાં ધડાકો થાય છે તે સાંભળી અજાયબીથી. ) અરે ! વળી આ પાછો ધડાકો શો ? આશો ચમત્કાર ! ( એવામાં કુવો ઉડી જઇ તે સ્થળે સમાધીમાં બેઠેલા જાલંધર સહીત પર્ણકુટી થઇ જાય છે. ( આ બનાવ જોઇ ચમત્કાર પામી મનમાં ) અરે આ શો અજબ ફેરફાર ! ન મળે કુવો કે ન મળે તેનું નિશાન !! વાહરે ગુરૂજી માહારા તમારી પ્રબળતા ! અરે ! આવા સિદ્ધ પુરૂષનું મેં મુર્ખે અપવાદ નાખી અપમાન કર્યું ! સોનાને શ્યામતા લગાડી ! હીરાને બિલોર માન્યો ! ધિક્કાર છે મારી મંદમતિને ! બસ ! આજ ગુરૂજીના ચરણનું શરણ ગ્રહી, તેમની અમૃત વાણીનું પાન કરી, તેમના જેવી સિદ્ધતા મેળવી, મારા આત્માને અખંડ જ્યોતિમાં મેળવીશ. ( એવામાં કાનિફ આવી ખભો હલાવી ).

**કાનિફ**—ક્યું બચ્ચા ગોપીચંદ ! ક્યાં વિચાર કરતા હય ? ચાઆઓ ઔર ચલો ગુરૂજીકા દર્શનકું.

**ગોપીચંદ**—( કાનિફને પગે પડી. ) મેં ઉલંઠપણામાં જે કાંઇ આપને અપશબ્દ કહી અપમાન કર્યું હોય તો માફ કરશો. આજે આપે મોટો ઉપકાર કર્યો છે. આપે કરેલા અનહદ ઉપકારનો બદલો-હું શી રીતે વાળીશ ! મહેતા મોટા મનના હોય છે તેની મને આજે પુરે પુરી ખાત્રી થઇ. ચાલો ગુરૂજીનાં દર્શન કરી ચર્મ ચક્ષુને સફળ કરીએ.

**કાનિફ**—હાં, ચાલો. ( બને જણ પર્ણકુટીમાં જઇ જાલંધરને અભિવંદન કરે છે થોડી વારે સમાધિથી મુક્ત થઇ આંખ ઉ-

થાડી બન્નેને નિરખી. કાનિફ પ્રત્યે)

**જાલંધર**— બચ્ચા ! તું યે કહાંસે ? તૂ મેરા યહ વૃતાંત કહાંસે પાયા ? ઔર યહ કૌન હય ?

**કાનિફ**—ગુરૂજી મહારાજ ! મેને આપકા હેવાલ મછેંદ્રનાથકી જમાતકા મુખમેં સુના. સુનકે બહોત રંજ હુવા મગર યહ તાપકી શિષ્યાણીકા પુત્ર ગોપીચંદ ખોજ કે ઐર લેનેકા બિચાસે કીયા. મગર મૈનાવતિકી આજે બાધ સુનકે મેરા ક્રોધ સમ ગયા. ઉસમેં આપકા ક્રોધસેં બચાનેકા બચન દે કે ઈધિર લાયા આપકી કૃપાસે મુક્તિ કરકે આપકા કોપસેં ઇનકુ બચાયા ઔર પરમ પુન્યસે આપકા ફીર દર્શન પાયા.

**જાલંધર**—( ખુશી) થઇ વાહ ! તેને પણ ઠીકયુક્તિ કીયી. સાપ મગ નમી ઔર લકડી ટુટી નહીં. ધન્ય હય તેરી બુધ્ધીકું. તેરા યહ કૃત દેખકે મેં બહોત ખુશ હુવા. (ગોપીચંદ પ્રત્યે) જાઓ બચ્ચા ખુશ રહો. માતાકી આગ્યામે રહેના, પ્રભુકા ભજન કરના, ઔર નિતિ રીતિમેં ચલના પ્રજાકું અદલ ઇનસાફ દેના. જો કાર્ય કરના તો પુરી તપાસ કરકે કરના જીસમેં પિછાડીસેં પસતાના ન પડે. જાઓ આનંદ રહો. તુમારી માતાજીકું મેરી આશીશ કહેના. ઓ દર્શનકી ઇચ્છા હોય તો બોલના.

**ગોપીચંદ**—સુણો જાલંધર આપ નિરંજનજી એ રાહ.

નાથ નિરંજન ધરમ મમ અરજી જી, હું શિષ્ય આપ ગુરૂ મેરા;
ઝોલાં ખાતાં ઝાડ ને આજે, નર મનનું ભાગે સાગ.
નારી જગતમાં વિચતી વેલીજી, ત્રિભુવન તેમાં રહ્યું મોઈ,
માત તાત ભગીની અને ભ્રાતા, જુઠા દીસે સર્વે કોઈ.
રાજ અને અભિમાન એ બંન્નેજી, નર્ક તણા દેનાર સહી;
આ ભૂમંડળમાંથી જાતાં, સાથ આવે કોઈ નહી.
આ સંસાર છે દુઃખનો સાગરજી, જેમાં જીવડા સેંલ કરે;
કાળ ભોઈ ફરતો રે ફીનારે, આવી ઓચિંતાં પ્રાણ હરે.
આ દેહ છે અધા બંધા, મેં તજ્યો રાજ ને ધંધા;
સંસારનો ખોટો ફંદો, મને હવે ન લાગે પ્યારો. ઝોલાં.
આ સંસાર છે ચોપટ બાજી જી, જીવ સોગટાં રંગ રમે;
સોગટી હણવા દાવ વિચારે, તેમ કાળ શિર નિત્ય ભમે
આ કાયાની ખોટી માયાજી, જેવો કાચી માટીનો ઘડો;

દક્ષ વાગનાં મુકી જાતો, તેમ કાયાનો નહીં ધડો.
અહા વિશ્નુ શંકર દેવાજી, એ ત્રણેથી કોણુ વડુ;
તેવાને પણ કાળે ઘેર્યાં, તો હું તેથી કેમ બચું.
ભજન તમારું તારું; નમ વિણુ ન કો આધારો;
નવ બોલશો કાંઈ નકારો, લાગ્યા જાગ જોગ પ્યારા. ઝાલાં.

**જાલંધર**—મારા બરસકી ઉમર તેરી. એ રાહ.
યૌવન વયમાં એ નહીં સોહે, જાઓ બચ્ચા તુમ રાજ કરો.
તુમ રાજ સુખકે હો ભોક્તા, કૈસા બનેગા જોગ;
ધર્મ સાધી તુજ નિજ રહેકે, કાય શક્તિ અનુયોગ.

**ગોપીચંદ**—ધર્મ સાધુ કદી ઘરમાં રહીને, ચિત્ત ન રહે નિજ ઠામ;
કર જોડીને કરું વિનંતી, ગુરૂજી સુધારો કામ.
તમે ગુરૂ હું ચેલો તમારો, શિરપર મારા હાથ ધરો.

**જાલંધર**—તુજે શિષ્ય ન કરું કદાપી, કયું તું પડત હય પાય;
જાઓ સુખસે રાજ કરો તુમ, ભય ન ધરો ઉરમાંય.
ભગવા સે કયા ભવભય જાતા, દ્રઢ ભાવે વૈરાગ્ય જગે.

**ગોપીચંદ**—ભગવાંમાં ભગવાન વસે છે, ગુરૂ દેવનો દેવ;
આપ તારો બીજાને તારો, કરૂ તમારી સેવ;
હવે સંગ ન મુકુ તમારો, વિનતી સ્વિકારી શિષ્ય કરો:

**કાનિફ**—ગુરૂજી મહારાજ ? ઉનકી મરજી ભેખ લેનેકી હય કયું ના પાડના ? ઉન તરને કે વાસ્તે ચહાતા હય તો આપને કયું મદદ નકી કરના ? આપના તો એહી કામજ હય.

જાલંધર—ઉનકી ભેખ લેનેકી મરજી હય તો મેરેકું કુછ વાંજે નહીં હય મગર ઉનકા વાલી વારસ, સગાં સબંધી, ઔર હરેક પરિવારકી મંજુરી લાવે તો મેં યોગ દેનેકું તૈયાર હું, છુપા યોગ દેનેવાલેકી જગમેં કૈસી ફજેતી ઓર ભવાડા હોના હય વો તુમ જાનતે તો હોને ? ખાલી કયું હસે કાન ઔર ફજેત હોના ? સબકી રજામેં ગોગ લેનેવાલા ઔર દેનેવાલા દોનું સુખ સમા ધીસે રહેના હય.

**ગોપીચંદ**—ઘાંગેટ ? આપની સઘળી વાત સાચી છે, અને હું તે માન્ય કરૂં છું હું સર્વને સંતુષ્ટ કરી ભિક્ષા લઇ આવું તો કેમ ?

**જાલંધર**—નો તો કુછ અરજ નહી. જાઓ, આપના કાર્ય આનંદસેં બજા લાઓ અમ અમારે અસલ આશ્રમમેં જાતે હય. તુમ વહાં આના.

**ગોપીચંદ**—બહુ સારૂં કૃપેશ. ( સર્વ જાય છે. )

---

# અંક ૬ ઠો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—રાણી વાસ.

**પાત્ર**—પાટમદે, મનોરમા, પ્રેમકળા, શશિમુખી અને દાસી વિગેરે.

**પાટમદે**—(નિરાશ વદને) અરે ! પતિ પતિ, તમે શું ચય-માં આ શું કર્યું ? અમારા પરનો સ્નેહ કેમ વિસારી દીધા ? અમારી એવી શું અવગણના આપના લક્ષમાં આવી કે આપે આમ કર્યું ? શું આપે આ યોગ્ય કર્યું છે ? અમોને કોના આધારે મુકી ચાલ્યા ? અમારી દયા તો ન આવી પણ પ્રજા પીડ તરફે લક્ષ ન દીધું ? અરે દૈવ અમારા પર આ એકાએક આ શો કોપ !!!

**મનોરમા**—બેન ! એમાં સ્વામિનાથનો વાંક છે ? એતો માછએ પોતાના મન ગમતુ કરવા આમ કર્યું છે. ઘર કાટ્યું ત્યાં થીગડું ક્યાં દેવું ? વાડેજ ચીભડાં ગળવા માંડ્યાં ત્યાં દોષ કોને દેવો ? દીકરાને બાપ દુઃખ દે તેની ફરીયાદ ક્યાં કરવી ?

**પ્રેમકળા**—એ પુરવની વેરણેજ આપણા પર પૂરે પૂરૂં વેર લીધુ છે. રોજ પાસે બેસારીને કાન ભરતી હતી ને દીકરાને જોગી કર્યો ત્યારેજ હવે જંપી. મરવા બોંય સુધી છે પણ આખું પાણું કર-વામાં ચુક છે ? ફરી કેરી નાગણ ? જોગટા વિશે તે દીવસે જે બોલ કહેલાં તેનુંજ આજે સારૂં વાળ્યું. ઠીક છે. હું પણ જોઉં છું કે હવે તે કેવી જંપીને બેસે છે !

**શશિમુખી**—જુઓને, જે દીવસનો જોગટાને નસાડી મુક્યો છે ત્યારનું તે પેટ ભરીને ધાનજ ખાય છે ? ને નિરાંતે ઉંઘે છે ! જ્યારથી જગ વાયકાની દરકાર રાખે છે ? આ ભવ આપણી આંતરડી બળે છે તો તેની ભવો ભવ બળશે.

**પાટમદે**—બેનો ! એમાં માજીને શું કરવા દોષ દ્યો છો. આપણા નસિબજ એવાં ત્યાં એ શું કરે ! પરભવ જેવાં કર્યાં તેવા આ ભવમાં ભોગવવાં.

**મનોરમા**—બેન ! તમે તો સદાય ભોળાં ને ભોળાં રહ્યાં તમને તો એ ડોસલીનો જરાએ અવગુણ આવતો નથી. એતો મહા પહોંચેલી માયા છે. એને કાચી ન સમજતાં.

**શશિમુખી**—તેણેજ આપણું નષ્ટ કર્યું છે. જે શુંગારમાં મગ્ન તેને એકદમ વૈરાગ્ય શો ? વૈરાગ્ય ઉપજવાનું કાંઇ કારણ ? આધિ, વ્યાધિ ને ઉપાધિની પિડા વિના વૈરાગ્ય પ્રવેશ કરતોજ નથી.

**પ્રેમકળા**—અરે ! એ જોગટાએ પણ કાંઇ વિચાર નહીં કર્યો હોય ? એની જમાતમાં એક ન વધ્યો હોત તો એનું શું બગડવાનું હતું ? ઉધરતી કુપળીઓને છેદતાં એ પાપીને કેમ દયા ન આવી ? અરેરે હવે આપણો જન્મારા શી રીતે જશે ?

**મનોરમા**—દૈત્યને તે દયા હોય ? મરનારને કાંઇ ઉચકનારનો ભય હોય ? પારકી પીડાની કોણ પંચાત કરે. નાથ, આવા હુંશિઆર છતાં કેમ ભોળવાઇ ગયા ?

**શશિમુખી**—કેમ ભુલો છો બેન ! ભય કોને નથી જુલાવતો સાણસામાં સપડાયલા સાપને પણ માટીના ગંધાતા વાસણમાં લાચારીથી પેસવું પડે છે. કોપને તાબે થઇ દુ:ખને વશ પડવા કરતાં જોગ ગ્રહણ કરી કૃપા મેળવવી એમ ધારીનેજ એમણે આમ કર્યું હશે !

**પાટમદે**—શશિમુખી બેન, તારો સંકલ્પ ખરો લાગે છે. એમ હશે તો જરૂર સ્વામિનાથ પાછા મળશે. ( એવામાં દાસી અંદરથી )

**દાસી**—ભોજનનો સમય થયો છે માટે માજી સર્વને બોલાવે છે.

**સર્વે**—બહુ સારૂં. જા, આ આવ્યાં. ( સર્વ જાય છે )

---

## પ્રવેશ ૨ જો.

**સ્થળ**—ચંપાવતીનો મહેલ.

**પાત્ર**—ગોપીચંદ રતનાદે દાસી ને પાછળથી ચંપાવતી.

**ગોપીચંદ**—( ચંપાવતી મહેલ પાસે આવી દાસીને ઝરૂખે ઉભેલી જોઇ )

રતનાદે બાંદી ભિક્ષા ધરમકી લાવના. એ રાહ.
મમ બહેનની બાંદી, મહેલથી નીચે અહીં આવને;
નહીં ધન દોલત માંગું, ભિક્ષા ધરમની લાવને.

**રતનાદે**—નહીં તુજ બાપની રાખેલી બાંદી, મુખથી બોલ સંભાળ;
કોણ બેન તું કોનો ભાઈ, ઉંડે બદનમાં ઝાળ,
જોગી, લુણ ભરાવું તારી ખાલમાં.

**ગોપીચંદ**—નહીં ક્રોધ કર બાઇ જરા તું, સાંભળ મારી વાત;
મોઘા દામે કિંમત આપી, લીધી મારે બાપ. મમ.
માલ ખાઇને બનિ મસ્તાની, કડવા બોલે બોલ;
પ્રથમ સમય તું યાદ કરીને, કર દીલમાં તું તોલ. મમ.

**રતનાદે**—બહુ જોયા તુજ જેવા જોગટા, કરાવે શું તું વિચાર;
જાતો હોય તો જા તું અહિંથી, કરૂં રાય ફરિયાદ. જોગી.

**ગોપીચંદ**—શાંત થઈ તું યાદ કરી લે, ન ધર મનમાં રીશ;
**રતનાદે**—બહુ બોલ નહીં બાવા તુંતો, કપાવું તારૂં શીશ. જોગી.

**ગોપીચંદ**—મુજ શીરને હાથ લગાવા, કોઇ નહીં જગમાં જાયો;

**(ગદ્ય)** જા બેન જા. અને કૃપા કરી આ વાત મારી બેનને જણાવ. (દાસી અંદર જઇ ચંપાવતીને બોલાવી લાવે છે. આવતાં આવતાં.)

**ચંપાવતી**—દાસી, એ તું શું કહે છે? મારો ભાઇ તો એના રાજમાં રાજ કરે છે. તે વળી આંહી જોગી વેશે ક્યાંથી? જા જા બાંદી! કાંઇ ભુલતી હઇશ. એને તે શા સારૂ જોગી થવું પડે?

**રતનાદે**—બાઇ સાહેબ? આપ જોયા પછી મને જે કહેવું ઘટે તે કહેજો (એવામાં જ્યાં ગોપીચંદ ઉભો છે ત્યાં બંને આવે છે એટલે) જુઓ બાઈ, આ ઉભેલા જોગીને પારખો.

**ગોપીચંદ**—બેન ચંપાવતી? આ જોગીને ભિક્ષા આપો.

**ચંપાવતી**—(મનમાં) સ્વર, રૂપ, રંગ, ઉમર અને કાંન્તિ એ સર્વ મારા ભાઇ સમાનજ છે. પણ તેને જોગ લેવાનું કારણ શું? શું એક સુરતના અનેક માણસો જગતમાં નહિજ હોય? જો બીજો હોય તો તે મારૂં નામ ક્યાંથી જાણે? માટે દાસીનું કહેવું કાંઇ ખરૂં હોય એમ જણાય છે.

**દાસી**—( ચંપાવતી, ગોપીચંદ સામું નીરખી સંકલ્પ વિકલ્પ કરતી હતી તેને ) બાઈ ! શા વિચારમાં પડ્યાં છો ? કેમ કાંઈ ઓળખ પડે છે કે નહીં ?

**ચંપાવતી**—હા ! જણાય છે તો તેમજ પણ લઘુ વયમાં તેણે આમ શાથી કર્યું તે વિચારમાં હું ગુંચાઉં છું.

**ગોપીચંદ**—( ભિક્ષા ન મળવાથી અને વાર થવાથી ) કેમ બેન ભિક્ષા આપો છો કે નહિં ?

**ચંપાવતી**—અરે ભાઈ ! તેં લઘુ વયમાં આ શું કર્યું ? (એમ કહી ગોપીચંદને કંઠે વળગવા જાય છે. ગોપીચંદ પાછો હઠે છે તેથી,) ભાઈ ! ઘેર તો મારાથી પળપણ અલગ નહોતો અને આજે આ શું ? શું હું અહીં આવી એટલે મારા પરની મમતા મારી સાથે મોકલી દીધી ? સુજનને આમ ઘટે કે ? આવો મહેલમાં પધારો; અને આ ભેખ જોઈ બેનની બળતી છાતીને ભેખ તજી શાંત કરો.

**ગોપીચંદ**—બેન ! જેને મેં તજ્યાં તેને હવે ફરી ગ્રહણ કરી શકું તેમ નથી છાંડેલી ચીજ ફરી ગ્રહવી એ ઉત્તમ જનને યોગ્ય નથી.

**ચંપાવતી**—પણ અત્યારથીજ ! હજુ તો ઘણો અવસર છે.

**ગોપીચંદ**—આ વયમાં આદરેલુંજ અની લાભ આપે છે. આજ વયમાં વિદ્યાદેવી વશ થાય છે. કુમળી ડાળીને જેમ વાળીએ તેમ વળે છે તેવી રીતે મન પણ આ વયમાંજ સ્થીર રહે છે. હરેક કામનો આ વયમાં પાડેલો અભ્યાસ મોટી વયમાં ઉપયોગી થઈ દીલમાં કોઈ જાતનું દુઃખ ઉત્પન્ન થવા પામતું નથી. કોને ખબર છે કે સમય કેટલો બાકી છે ? માટે કર્યું તે કામ અને ભજ્યા તે રામ.

**ચંપાવતી**—બાપુ ! બાળાશ્રમથી ગૃહસ્થાશ્રમમાં આવવા લાયક થયો નથી ને પહેલાં યોગાશ્રમ શો ? યોગાશ્રમમાં પ્રવેશ કઈ વયમાં થવાય તે જાણો છો ને ? બાળાશ્રમનો ગ્રહેલો યોગ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ થતાં તે તજી દેવો પડે છે. ગૃહસ્થાશ્રમના વિકારો શાણાને સતાવે છે, ચતુર છે ચુકાવે છે, ડાહ્યાને ડુબાડે છે, નિર્વિવાનને નિચો પાડે છે, અને ધર્મિષ્ઠનું ધરબોળ વાળે છે. માટે ગૃહસ્થાશ્રમ વિત્યા પછીજ યોગાશ્રમ ગ્રહવો એવું શાસ્ત્રવેત્તાઓનું કહેવું છે.

**ગોપીચંદ**—બેન ! કેમ જાણ્યું કે આ દેહ ચોથું આશ્રમ ભોગવવા ટકી રહેશે ? ઘડીનો ભરૂસો નથી ત્યાં લાંબા સમયની વાત શી ? ગોગાશ્રમ હરેક વયમાં ગૃહી શકાય છે. અને માટે કોઈ જાતનો પ્રતિબંધ છેજ નહી. ખરો વૈરાગી પુરૂષ પોતાની દ્રઢતાથી વિષમ દુઃખે પણ ડગતો નથી. તમે બતાવ્યાં તે સઘળાં કારણ વ્યર્થ મેનવાળાને માટેજ છે. લઘુ વયમાં યોગ ગ્રહેલા ઋષિઓ જગતમાં મહત્વતા મેળવી પોતાનું નામ અમર કરી ગયા છે તે તમારા સાંભળવામાં તથા જાણવામાંતો છેને ?

**ચંપાવતી**—એતો ઠીક. પણ પેલી નવ યૌવનાઓને વૃદ્ધ માતા તારા વિયોગ દુઃખથી કેવાં દુખી થશે, યૌવન બાગમાં ઉછરતી યુવતિઓ મદન પિડાથી કેવાં અકાર્ય કરશે, ને તે આથી જગતમાં નારી કેવી અપકિર્તિ થશે. તેમ રાજ્યનું અને પ્રજાનું શું થશે, તેનો કાંઈ વિચાર કર્યો ? આમ ઉદ્ધતાઈ કરી બાપની અક્ષય કિર્તિ ઉપર મેંશનો કુચો ફેરવવા શા માટે તૈયાર થયો છે ? મુર્ખાઈ છોડ ને આ વેશ તજી સમજી ઘેર પાછો જા.

**ગોપીચંદ**—આ સંસાર સાગરમાં માત પિતા વિગેરે સર્વ સહોદર માંછલાં રૂપે છે. આ જીવ રૂપી કલેવરમાંથી જ્યાં સુધી ભક્ષ મળશે ત્યાં સુધી વળગી રહી. ભક્ષ ખુટતાં ખાલી થઈ ગયેલા ખોખાં સામે જરા પણ વક્ર દ્રષ્ટિથી નિરખશે નહીં. સ્ત્રિઓ નર્કના દ્વારરૂપ છે. જેમ જેમ તેના ઉપર વધારે સ્નેહ રાખી તેના રાગ રંગમાં મચ્યા રહીએ છીએ તેમ તેમ તે નર્કપુરીમાં ખેંચતી જાય છે. તેના તરફ કરેલી દ્રષ્ટિ પાપ પાણીમાં ડુબાડે છે, તો તેનો સમાગમ નર્કખાણમાં કેમ નહિં નાંખે ? પુર્વ જન્મે કરેલાં પુન્ય ઉપાર્જનથી આ ભવમાં આટલો વૈભવ મળ્યો છે તેનો વૈભવ સંસાર સુખ ભોગવેથી આવતા ભવમાં મળશે કે ? કષ્ટ વિના શ્રેષ્ટ છેજ ક્યાં ? વળી એક પંડીતે કહ્યું છે કે રાજેશ્વરી તે નર્કેશ્વરી અને નર્કેશ્વરી માટે એ અધોગતિને દેવાવાળું જે રાજ્ય, તેનું ગમે તેમ થાઓ તેની મારે શી પરવા. વળી પ્રજાનું બીજું શું થવાનું હતું ? પિતાના જવાથી જેમ હું પ્રજાનો માલિક થયો તેમ મારા જવાથી તેનો બીજો માલીક થશે પૃથ્વી કદાપિ ન ધણિયાની થઈ નથી ને રહેશે પણ નહી. સમજી ?

**રતનાદે**—અહં સાહેબ ! તમો જે મહેનત કરશો તે સઘળી વ્યર્થ જવાની છે કેમકે મતે ચડેલા માણસને મનાવવું મહા કઠણ છે.

**ચંપાવતી**—(આંખમાં આંસુ સહીત નિરાસ વદને ) અરે એ હઠીલા ભાઇ ! આમ હઠ કરી અમોને ઓશિયાળાં કરી શું ચાલ્યાં જશો ? અરે હાય ? ( એમ કહી મુર્છા પામે છે. )

**ગોપીચંદ—શૃંગાર મજા નહીં માની એ રાહ.**

એ બેન તમે થઈ શાણો, સિદ્દ કરો આટલાવાનાં;
આપો ભિક્ષા થઈ દાતારે, એ. શાદ.
નવ તજો હ્રદયથી ધીર,

**ચંપાવતી**—( શુદ્ધીમાં આવી આંસુ ગાળતી. )

શા માટે ધર્યો ભેખ આવો, તુજને સઘળુ સમજાવો.
ભીક્ષાલઇ ખુશીથી જાઓરે, શા. મુજને એ માડીજાયા વીર.

**ગોપીચંદ**—વૈરાગ્ય દશા મુજ જાગી, ગયો મોહ મારાથી ભાગી.
મેં સઘળી ઉપાધી ત્યાગીરે, વૈરાગ્ય. ગયો. નવ.

**ચંપાવતી**—એવો કોણ તમોને મળિયો, જેનો ઉપદેશ તે કળિયો:
રડયો કયાંથી આવી ટળિયોરે, એવો. જેનો. એ.

**ગોપીચંદ**—મેનાવતી મા ઉપગારી, પાયું જ્ઞાન તણું અને વારી.
વળિ લીધો જાલંધરે તારીરે, મેનાવતી. પાયું. નવ.

**ચંપાવતી**—મરજો મેનાવતી માત, જેણે આવી બતાવી વાત.
થજો જાલંધરનો ઘાતરે, મરજો. જેણે. એ.

**ગોપીચંદ**—નવ ધરો જરાએ રોષ, કોઇએ નવ દ્યો તમે દોષ:
કર્મે લખીયું તે હોશરે. નવ. કોઈ. નવ.

**ચંપાવતી**—વિધાતા વેરણ મારી, સોબત કરાવી નઠારી;
મને વિના મોતથી મારીરે, વિધાતા. સોબત. એ

**ગોપીચંદ**—હવે કલ્પાંત અને માયા તજી ભિક્ષા આપી વિદાય કરો.
વાર થશે તો ગુરૂજી કોપશે.

**ચંપાવતી—મેરી અબળાની કીદતની અરજી. એ રાહ.**
મારી અબળાની આટલી અરજી. શુણુ ગોપીચંદ તું ભાઈ;
માતા આપણી જનમથી દુઃખી, રોઇ રોઈ મરશે ભોજાઈ.
હતી એક હું બાપને પુત્રિ, છે પછી ભાઈ તેં જન્મ લીધો;

એક પુત્ર આખા કુળમાં જેમ, આખા મહેલમાં એક દીવો.
નાનાથી મોટા સૌ તારૂં, રાત દીન સમરણ કરતા;
જોગી થઈ કીધા દુઃખિ તેં, કર્યાં સર્વને તેં રડતા.
હાય અરે હવે શું થાશે, વિયોગે દિન કેમ જાશે;
શું ઘર ઘર માગી ખાશે, હાય તું અરે ભાઇ મારી.
ભાઇ વિના ભગનિ સંગે નવ, રાખે પિયરમાં કો નાતા;
માથું મુંડાવી થઇ જોગીને, રડતી કરી મેહેલે માતા.
અરે કસાઇ દયા ન આઈ, કાન ફાડયા અપણે હાથે;
ક્યાંથી લખ્યું કિસ્મતમાં આવું ભુડું કર્યું જોગીડાએ.
દેશ બંગાળા અરે ડુબાવ્યો, તજ્યાં રાજ્ય રિદ્ધિ માયા;
ક્યાંથી રખડનો આવ્યો જાલંધર, કરે અમર શું તે કાયા.
હાથ જોડીને કરૂં વિનંતી, રાજ્ય રિદ્ધિ સંભાળી લે;
ઘેર જઇને માલ મોજાઈ, રૈયત મન સંતોષી દે.
હાય શું તજી તેં માયા, બળે જોઈ મારી કાયા;
ભાઇ તું માડી જાયા, તજે ભેખ ભાઇ. ભાઇ.

ગોપીચંદ—જો તું મારી વાલેખરી હોય, અને મારૂં હીત ચા'તી હોય તો રૂદનાલાપ તજી આનંદથી ભીક્ષા આપ. વૈરાગ્ય લેપથી વજ્ર બનેલું હૈયું તારા આંસુના જળથી જરા પણ પલળશે નહી. જોગીના હાથમાં જાઉંછું તો કોક દીવસ પણ અમારૂં મુખ જોવા પા મીશ; પણ કાળના કરમાં ગયા પછી શું કરશો. માટે બેન સમજો. ને ભિક્ષા આપી વિદાય કરો. ( આટલું કહેતાં પણ ભિક્ષા નહીં આપવાથી ) લ્યો માઇ અલેખ. ( એમ કહી જવા માંડે છે ) એટલે.

ચંપાવતી—( ચોધારે અશ્રુ વરસાવતી ) ભાઇ આમ રીસ કરી ચાલ્યો ન જા. તું તારી હઠ નથી તજતો તેથી લાચાર છું. પાછો આવ. ભિક્ષા ગ્રહી તારૂં મન ગમતું કર. ( દાસી પ્રત્યે ) જા દાશી. ભાઇને માટે ભિક્ષા લાવ. ( દાશી જઈ ભિક્ષાનો થાળ લાવે છે તે ચંપાવતી લઇ પાછા આવેલા ગોપીચંદને આપે છે. તે લઇ ગોપીચંદ જાય છે. ને ચંપાવતી રૂદન કરતી દાશીને ખમે હાથ મુકી મહેલમાં જાય છે. )

## પ્રવેશ ૩ જો.

### સ્થળ-મૈનાવતીનો મહેલ.

પાત્ર - મૈનાવતી અને દાસી.

**મૈનાવતી**—( એકલી ) અરે ? હજુ સુધી ગોપીચંદ કેમ ન આવ્યો ! શું કાનિફે પોતાના ગુરૂનું વેર વાળવા દગાઇ કરીને તો નહીં લઇ ગયો હોય ? અરે ? હજુ સુધી તે પાછો ન આવ્યો માટે જરૂર તેનો એ કાનિફે ઘાત કર્યો હશે ? ( જરા વિચારી ) અરે. મહાત્મા પુરૂષ આવું કપટ કદાપી કરેજ નહીં. ત્યારે આટલી બધી વાર થવાનું કારણ શું ? શું ગુરૂજીના કોપના ભોગ તો નહીં થયો હોય ? પણ તે તો અત્યાર સુધી ધ્યાન હોય જ શાના ? ? શ્વાસ લીધા વિના એક ઘડી રહેવાનું નથી તો લાંબા સમય સુધી ગોંધી રાખેલા શી રીતે જીવી શકે ! ગમે તેમ હશે, પણ આટલી બધી વાર મને વિચાર સાગરમાં ગોથાં ખવરાવે છે. ( એવામાં દાસી આવી ).

**દાસી**—( ગભરાટથી ) આહ, આહ, બહુ ખુરૂં થયું.

**મૈનાવતી**—( અધિરાઇથી ) શું છે ? શુ છે ?

**દાસી**—આહ, શું છે શું છે શું કરો છો ? સત્યાનાશની પાણી વળી અને તમો આમ નચિંત થઇને બેઠાં છો એ શું ? તમારે દુનિઆદારીની ક્યાં દરકાર છે ? કે તેમાં થતાં કાર્યો તરફ લક્ષ રાખવું. પડે ? ઘેર ઘેર ચક્ષુની અખંડ ધારાઓ વહી રહી છે, લોક શોક સાગરમાં ડુબી ગયું છે, સર્વના મુખમાંથી શોકોદગારનો પવન ચાલું વહ્યાં કરે છે, તમારા ઉપર ફિટકારનો વર્ષાદ વરસાવી રહ્યા છે, અને કટુ વચના બાણો તમારી તરફ ફેંકયા કરે છે.

**મૈનાવતી**—અરે ! પણ તેનું કારણ કહીશ કે આમ સાચ્યાં જ કરીશ !

**દાસી**—શું કહું કપાળ ? આખું બગાળા રોળ્યું, ને રાજ ન ધણીયાતું થયું. શત્રુઓના શીર હરખ્યાં, ને આનંદ સાગરમાં ડુલતી બાળાઓને સદાને માટે દુઃખ દરિઆમાં ડુબાવી દીધી.

**મૈનાવતી**—આમ માર્મિક વચન વદી ક્યાં સુધી ભ્રમણામાં ભમાવવી છે ? જે હોય તે ઝટ કહી દેને ? ?

**દાસી**—આહ ? બાઇએ બુરૂં કર્યું. અરે આવી લઘુ વયમાં

સંસાર ત્યાગી જોગી થવાનો વિચાર ક્યાંથી સુઝયો ?

**મૈનાવતી**—શું મારો ગોપીચંદ જોગી થયો ? એમ કરવાનું કાંઈ કારણ ? તેં આ વાત ક્યાંથી જાણી ?

**દાસી**—આખું ગામ તો એ વાતથી અજાણ્યું નથી, ને ભલે તમે એકલાં અજાણ્યાં રહ્યાં ! જાલંધર પોતાની મેળે કુવામાંથી બહાર નિકળ્યા એ ચમત્કાર જોઈ ભાઈ તેના શિષ્ય થયા એમને મહેલેથી ભિક્ષા લઈ દમણાંજ અહીં આવશે.

**મૈનાવતી**—શું ગુરૂ જાલંધર નાથજી હજી હયાત છે ! કેવો અજબ ચમત્કારી ? સિદ્ધ પુરૂષની સિદ્ધતાઈ આમજ જણાય છે. આજ મારા પુન્યનો ઉદય થયો. અને ભાગ્યચંદ્ર પ્રકાશ્યો. મારા હૃદય સાગરમાં હર્ષ તરંગ ઉછળવા લાગ્યા. આહા આજે હું ફરી ગુરૂજીના મુખનાં દર્શન પામીશ ? અને તેમના મુખમાંથી નીકળતી વાણી રૂપી વારીનું પાન કરવા હું ભાગ્યશાળી થઈશ ! ( દાસી પ્રત્યે ચાલ, ચાલ ગુરૂજીના દર્શન કરી ઘણા દીવસથી તલસી રહેલા મનને શાંત કરીએ.

**દાસી**—એતો ઠીક. પણ ભાઈ જોગી થયા તેનું કાંઈ ધાર્યું ! સાધુની ગરજ સારી તેનાં વળી દર્શન કેવાં ? ધન્ય છે તમારી ધૈર્યતાને છોકરો ગયો તેની તમોને જરાએ ચિંતા છે ? એ જવાથી શું પરીણામ આવશે તેનો કાંઈ વિચાર કર્યો ! એવા જોગીઓના સંગથી કાંઈ જુદું રહેવાનું નથી.

**મૈનાવતી**—ઠીક છે. ઠીક છે. એ બધું થઈ રહેશે. તું તારે ચાલને.

**દાસી**—મારે ક્યાં ના છે. તમારા મનમાં કાંઈ નથી તો મારે શું ! આપની પાછળ તૈયારજ છું. (બંને જાલંધરના દર્શનાર્થે જાયછે.)

---

## પ્રવેશ ૪ થો.

**સ્થળ—પાટમદેનો મહેલ.**

**પાત્ર—પાટમદે, દાસી અને ગોપીચંદ વિગેરે.**

**પાટમદે**—( દાસી પ્રત્યે ) દાસી ? અરે રે હવે મારી શી દશા થશે ? આ સુના રાજ્યપર શત્રુઓના ડોળા ઘુરક્યા વિના કેમ રહેશે ? જેના ઘરમાં એક પુત્ર ને એક રાજા તેની આવી જ દશા ? (એવામાં ગોપીચંદ આવી )

**ગોપીચંદ**—અહલેખ. માઇ ભીક્ષા દે.

**પાટમદે**—સ્વામિનાથ ! આપ આ શું ઉચ્ચારો છો ? હું તો આપની અર્ધાંગના છું.

**ગોપીચંદ**—આંહાં. તે તો જ્યારે હતી ત્યારે હતી પણ **હવે** તો માતા થઈ. લાઓ ભિક્ષા લાઓ, મને વાર થાય છે.

**પાટમદે**—

રાત દીન પ્રાણુ પ્રાણુ પુકારૂં, જોબન મદમાતી;
જોગી થઇ જાઓ આજ જંગલમાં, બળે મારી છાતી.
માતા કહીને ભીક્ષા માગો, શું તમને કહેવું;
પુરૂષ વિણુ નારીને જગતમાં, શી રીતે રહેવું.
જેમ જેમ સુરત હું દેખું તમારી, તેમ આંસું આવે;
રાજપાટ રિદ્ધિનું શું, થાશે તમ જાવે.
શહેર બંગાળા બધું ડુબાવ્યું, ફેરવી દીધું પાણી;
લઘુ વયમાં જોગ લઇને, કીધી નાદાની.

**ગોપીચંદ**—રામા શું રાચો સંસારમાં.
રાજ્ય અને રિદ્ધિ સિદ્ધિ છે સ્વપ્નું, સાર નથી તમ પ્યારમાં. રા.
પ્રાપ્તી આ કાયાથી રાખો શું માયા, લઈ જાય ધન નર્ક દ્વારમાં. રા.
સંસાર દુઃખનો છે રત્નાગર, ડુબાવે પાપના ભારમાં. રા.
વિષય દૈત્ય ભક્ષ કરે કામાનો, રાચો ન રાગ દ્વેષ પ્યારમાં. રા.
કાળ ઘુમે છે શિર પર નિશ દીન, ઓચિંતો દામે પળવારમાં. રા.

**પાટમદે**—ક્યાંથી આવ્યો હાથ જાલંધર. પાયું શાને ઝેર;
કયા જનમનો બદલો લેવા, વાળ્યું આ સમે વેર.
હાથ જોડીને કરૂં અરજ હું, કરો જોગનો ભંગ;
નહીંતો જોગણુ થઇને અહરનિશ, ભમુ આપની સંગ.

**ગોપીચંદ**—માતા ! તમારે જોગણુ થવું હોય તો ભલે, **પણ** મારી સાથે રહેવાની આશા સ્વપ્ને પણ રાખશો નહીં. યોગી પુરૂષને ચિત્રામણમાં ચિત્રેલી, તથા સ્વપ્ન આવેલી સ્ત્રી સામું જોવાની મના છે, તો આવી હાલતી ચાલતી ને યૌવનપુરમાં મહાલતી મહીલાઓને કેમ સાથે રખાય ? માટે સંગે આવવાની આશા મુકી ઝટ ભિક્ષા દઇ વિદાય કરો, અગર ના કહો એટલે હું ચાલ્યો જાઉં.

**પાટમદે**—(ગળ ગળિત કંઠે) પ્રાણનાથ.

**ગોપીચંદ**—તમો વચન ઉચારી વદનને મહેનત આપવી રહેવા દયો હવે તમારૂં ધારેલું કાર્ય સરવાનું નથી. જેમ વધુ રોકશો તેમ વધુ હેરાન થશો માટે ઝટ ભિક્ષા આપી વિદાય કરો. ( વાર થતાં ભિક્ષા ન મળવાથી ) લ્યો ત્યારે હું જાઉંછું. (એમ કહી જવા માંડે છે એટલે. )

**પાટમદે**—નાથ. નાથ. પાછા ફરો કોપ ન કરો ભિક્ષા આપું તે ગ્રહો. ( ગોપીચંદ પાછો આવે છે. એટલે દાશી પાસે ભિક્ષા મંગાવી ગોપીચંદને આપે છે. તે લઇ વિદાય થાય છે એટલે ) હર હર શંકર એમ કહી મુર્છાગત થાય છે. દાશી તેની આશ્વાસન કરે છે.

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—મનોરમાનો મહેલ.

**પાત્રો**—મનોરમાં દાશી અને ગોપીચંદ.

**મનોરમા**—(એકલી) અરે પ્રાણેશ્વર ! તમે આ શું કર્યું ? અરે નિરાધારના આધાર ! અમને નીરાધાર કરવા કેમ વિચાર થયો? ખિલેલા પુષ્પને કરમાવા તડકાને કેમ અર્પણ કર્યું ? પુરૂષોના હૃદય દયાદ્ર છતાં આપનું હૃદય કેમ કઠોર થયું ? અરે હવે અમે કોના આધારે જીવીશું ? ( એવામાં ગોપીચંદ ચોકમાં આવી )

**ગોપીચંદ**—અહલેખ. માતા, યોગીને ભિક્ષા આપ.

**મનોરમા**—( ગોપીચંદને ઓળખી નીચે આવી )

આ શું ઉચારો વાત, પ્યારા આ શું ઉચારો વાત;
નારીને નર્ત કહો માત, પ્યારા આ શું ઉચારો વાત.
શો દોષ દીઠો છે અમારો,

**ગોપીચંદ**—નહીં નારી દોષ તમારો.

**મનોરમા**—શાને જોગી વેશ ધાર્યો,

**ગોપીચંદ**—સંસાર સમુદ્ર છે ખારો, જુઓ તમે તપાસી પ્રાત.

**મનોરમા**—પ્યારા આ શું ઉચ્ચારો વાન.

કોણે કુબુદ્ધિ દીધી, મતિ હરી તમારી લીધી;
પરભવમાં આથી અધીક સુખ મળવાની મુકો વાન. પ્યારા.

**ગોપીચંદ**—આ સુખે શું રાજી થાઓ, આ સુખથી નહીં જાઓ;
આલોચી જુઓ તમે માન.

**મનોરમા**—પ્યારા આ શું ઉચ્ચારો વાન

**ગદ્ય**—અરે નાથ ! અત્યારથી આ ઉત્પાત શો ? આ વયનો સંસાર સુખ ભોગવવા માટે છે, રાજ્ય રિદ્ધિ વધારવાના માટે છે, શત્રુઓને દમવા માટે છે, બાગ બગિચે અને વાડી બંગલે હાલવા માલવા માટે છે, આ વયમાં યોગ લીધાથી કાંઈ વધુ મળનાર નથી. તેમ વૃદ્ધ વયે યોગ લીધાથી ઓછું મળનાર નથી. ત્યારે ઇશ્વરે આપેલા સુખનો અત્યારથી શા સારૂ ત્યાગ કરવો ? મળેલી વસ્તુનો જે તિરસ્કાર કરે છે તે કદાપી ફરી ઠામ બેસતો નથી. માટે મારૂં કહ્યું માનો ને મળેલા સુખનો હાલ લાભ લ્યો. વૃદ્ધપણામાં જે કરવું હોય તે સુખેથી કરજો.

**ગોપીચંદ**—અરે, અસમજ નારી ? કાલનો વિશ્વાસ રખાય નહીં તો પાછી કાળનો ભરૂંશો રખાય જે કેમ ? કેમ જાણ્યું કે આ રિદ્ધિ સિદ્ધિ આયુષ્ય પર્યંત રહેશે ? લક્ષ્મિ અને આયુષ્ય ચપળ છે. તે કોપના રાખ્યાં રહેતાં નથી તેમ રહેશે પણ નહીં. આ ખિલેલું જોબન કરમાતાં અને અવયવો નરમ પડતાં હાલ જેવા હેતથી નિરખો છો તેજ નયને અપ્રિય થઇ આંખો આડા કરાવશે. ત્રીજી વયમાં ધર્મ સાધવાની આશા એ પહેલી રમત ગમતમાં, બીજી ધન સાધવામાં અને માનુનિ માણવામાં અવસ્થા ગાળે છે ને વૃદ્ધાવસ્થામાં અવયવોના અસ્થળપણાથી ધર્મ સાધન ન થવાને લીધે તેમાં પુરો પશ્ચાતાપ પામી હાય વોય કરતો જમપુરીમાં પહોંચે છે. આ કાચી માટીના કાચવાને જળના પરપોટાની માફક ફટ દઇ ફુટી જતાં વાર લાગતી નથી. જીવ જ્યારે જશે તે પણ સુચવતો નથી તો પછી શા માટે તેના પર ભરૂંસો રાખી ધર્મ સાધન કરવામાં ઢીલ કરવી. ? જે કર્યું તેજ ખરૂં અને કરવું એના વાયદા માટે સમજી, મને ભિક્ષા આપ અને મને મારા માર્ગે જવા દે.

**મનોરમા**—અરે હઠીલા નાથ ? જ્યારે તમો નથી માનતા ત્યારે લાચાર છું. ( દાસી પાસે ભિક્ષા મંગાવી આપે છે તે લઇ ગોપીચંદ જાય છે. અને મનોરમા રૂદન કરી મહેલમાં જાય છે. )

# પ્રવેશ ૬ ઠ્ઠો.

## સ્થળ— પ્રેમકળાનો મહેલ.

**પાત્ર**—પ્રેમકળા, દાશી અને ગોપીચંદ.

**પ્રેમકળા**—( દાશી પ્રત્યે ) મદન મને નીજ સદનમાં કેદ કરી દુખાવેરે.

સતાવેરે, ગભરાવેરે. મદન
જોબન મહેલમાં હાલતી મા'લતી, પ્રેમ પ્રવાહમાં ભાવેરે;
દાશી નાથ જાવેરે, હાય હવે શું થાવેરે. મદન.
દયા તજી થયા નાથ નમેરા, આમ કીધું શા દાવેરે;
વાંક ન કંઇ સમજાવેરે, હાર મન અકળાવેરે. મદન.

**દાશી**— બાઇ સાહેબ ! ગભરાઓછો શા માટે ? હમણાં જ તેઓ આ તરફ આવશે. તમારામાં ચાતુરી હોય એટલી ચલાવી મહારાજાને મનાવી મહેલમાં લઇ લેજો.

**ગોપીચંદ**—( આવીને ) માતા ભિક્ષા લાઓ.

**પ્રેમકળા**—( ગદ ગદ કંઠે ) અરે નાથ આ નમે શું કર્યું અપ્સરાને હઠાવે એવી માનુનીઓના મદ હરવાના વખતે આપ આ શું આદરી બેઠા ? આ યૌવનમાં કોકીલ કંઠવાળી કામનાઓનાં મધુર ગીત કાનને આનદ આપે છે, નવનવાં વિલાસ સુખ ભોગવવાના વખતમાં આ સુંદર શરીરને શા માટે રાખથી રગદોળ્યુ ? અધર રસના પાન કરવાના સમયે જંગલના પવનનું પાન કરવા કેમ વિચાર થયો ? શું અમારા નેત્રના કટાક્ષ પ્રહાર નહી ખમાવાથી જંગલમાં નાસી જવાનો વિચાર કર્યો છે કે ? અમારી મંદમંદ ચાલથી અમને અશક્ત જાણી સ્વર્ગ સુંદરીઓ વરવા વિચાર થયો હશે ? કટીમેખળાનો રણુકાર; કંકણનો ઝણકાર, અને નેપુરનો ઠણુકાર સાંભળવા હજારો પુરૂષો મધુકરની માફક ભમ્યા કરે છે, તોપણ તે સાંભળવા સામર્થ થતા નથી, અને તમારે તો તેનો અપુર્વ ભંડાર છે છતાં તેને તજી જવા તમારૂં દીલ કેમ ચાહે છે ? એક સુંદરીનું મુખ નીહાળવા તલપાપડ થઈ રહેલાને મહા મહેનતે અને હજારો દ્રવ્યના વ્યયે પણ મળતું નથી, અને આપને તો નવિન નવિન મુખ જોવા વિના દામે અને મહેનતે મળે છે છતાં શા માટે જંગલના ઝાડ નિહાળવા મરજી થઇ છે ? અમારા કરતાં સ્વર્ગસુંદરી વધારે સુખ આપશે એવી આશાથી આમ

કર્યું હોય તો ભલે; બાકી ભગવાનને ભેટવા આમ કર્યું હોય તો આપની મોટી ભુલ છે; કેમકે તેણે આપેલા સુખનો ઉપયોગ ન કરવો એ તેની આજ્ઞા ઉલંઘન કર્યા જેવું છે. જ્યારે તમને જોગ આપવાની મરજી હશે ત્યારે આ સઘળું હરી લેશે. માટે મારા પ્રાણનાથ! ભગવાનના ગુનેગાર ન થાઓ. આ ભેખને તજી તેને આપેલા સુખને ભોગવો. તમને ભેખ આપનાર મહા મુરખજ હોવો જોઈએ. પ્રજ્ઞ પુરૂષ કદાપી આમ કરેજ નહી.

**ગોપીચંદ**—અરે મદમાં મસ્ત બનેલી મહીલા! જેની આંખમાં કમળો તે સર્વ પીળું પીળુંજ દેખે છે. કુવાનો દેડકો કુવાનું પાણી દેખી તરંગમાં આમ તેમ ત્વરાથી ઘુમે છે. પણ પાણી ખાલી થતાં શા હાલ થશે તેનો ખ્યાલ કરતોજ નથી. ભુજગ અને કુરંગ વાજીંત્રના નાદથી આનંદ ભેર દોડતા આવી તેમાં તલ્લીન થઇ અંગને ડોલાવે છે, પણ જ્યારે વાદી અને પારધીના પાસમાં ચડે છે ત્યારેજ તેમના કૃત્યનો પુરો પશ્ચાતાપ થાય છે. પતંગ સોનાની આશાએ ઉલટથી તે ભણી દોડી આવે છે, પણ જ્યારે દીવાના અગ્નિથી બળે છે, અગર દીવેલમાં લપટાઇ જાય છે ત્યારેજ પોતાની ભુલ ભાળે છે અને તેમાંથી બચવા કેવી પાંખો ફફડાવે છે રસેપગના રસની લાલચુ મક્ષિકા, ને પર બેસી આનંદથી રસ ચુસે છે પણ જ્યારે તેમાં લપટાઇ જાય છે ત્યારે ગાભરી બની તેમાંથી નીકળવા કેવાં તડફડીઆં મારે છે? માતંગ વિષય સુખની આશામાં કૃત્રિમ કરીણીને ખરી સમજી હર્ષભેર દોડતો આવે છે. પણ વિષય સુખ નહીં મળતાં ખાડામાં પડી માવતોના અંકુશ પ્રહારથી દુઃખી થાય છે. એટલે પોતાની બુરી ચાલનો પુરો પસ્તાવો કરે છે. અને તે દુઃખમાંથી છુટવા કેવી માથાકુટ કરે છે? ઘ્રાણેંદ્રીને વશ થએલા ભ્રમરને કમલ બીડાવાનો ભ્રમ રહેતો નથી પણ રહેતો નથી પણ જ્યારે કમળ બીડાઇ અંદર ગુંગળાય છે ત્યારેજ રાત્રીમાં આખી સુર્ય ઉદયની વાટ જોતો ઉંચો નીચો થઇ પોતાની ભુલ માટે કેવો ગુંજારવ કરી મુકે છે? એ અંતનો પશ્ચાતાપ ઉપયોગમા નહી આવતાં અને મરણ શરણ થાય છે. માટે હે નારી એ અંતના પશ્ચાતાપ કરતાં અથનો પશ્ચાતાપ કરેલો પુર્ણ લાભ આપે છે.

નારી જાત, નરને હણવાની ઝેરી કાતી છે. નર્કપુરીમાં પહોંચાડનાર માર્ગી છે. સ્વર્ગ ભુવનમાં જતાં અટકાવનાર પહેરેગીર છે. નરનું કલેજું ચુસનાર રાક્ષસી છે. કલેશનું ઘર, ઝેરનો ભંડાર, કપટની ખાણ,

અસત્ય વચન વદનારી, ચીત ચોરનારી, હીત હરનારી, કામના કયારા, દુર્ગંધથી ભરેલી, કામની કેલી, કુથલીમાં પહેલી, અને પાપની થેલી છે એવી અનેક અવગુણોથી ભરેલી ભામનીને ન વારતાં કીયો મૂર્ખ પ્યાર કરે ? વળી આ તમારા માથાના વાળ, ઝાળ ઉપજાવી બેભાન કરનારા છે. આંખનો કટાક્ષ, કટારીના ઘાની પેઠે દુઃખદાઇ છે. નેત્રના પલકારા, વીજળીની પેઠે અંગમાં પેશી દગ્ધ કરનારા છે. મુખનો શ્વાસ, શ્વાસની પેઠે ગુંગળાવી મારે છે. અધરનો રંગ, રવીની પેઠે તનને તાપ કરનારો છે. ગુલાબી રંગના ગાલની લાલી, પાળીની માફક છેદન કરનારા છે, માંસના ગોળા, ભોળાને ભમાવી ભવકુપમાં નાખનારા છે. અને કંઠ, પ્રેતને બોલાવવાના ડાકલા સમાન છે. એવા અવગુણ ભરેલી અંગોપાંગ ઉપર પ્રીતી ધરનારને હજારો ધિક્કાર છે. એવી દુઃખદાઇ નારી, શું મને તારી મોહજાળમાં ફરી ફસાવવા ઇચ્છે છે ? છટ ! છટ ! હું ઉંદર નથી કે કટકા રોટલા સારૂ પાંજરામાં પુરાઇ પીડાઉં. હું શ્વાન નથી કે વમન કરેલું ફરી પ્રાશન કરૂં સાગરમાં ઝોલા ખાતાં વહાણને તારક મળવા છતાં કીયો મુરખ પુરૂષ પોતાના વહાણને ખરાબા સાથે અથડાઈ જરજરીત થવા અથવા મોજાની છોળોમાં આમથી તેમ ઝોલાં ખાઇ ડુબી જવા સમુદ્રમાંજ રહેવા દે. જા ગાંડી ન થા. ઝટ ભિક્ષા આપી વિદાય કર. વાર કરવાથી કાંઇ વળનાર નથી.

**પ્રેમકળા**—સ્વામિનાથ ! જ્યારે તમારે આમ કરવું હતું તો મારી સાથે લગ્ન નહોતું કરવું ? આમ ફસાવી ચાલ્યા જવું એ શું સજ્જન પુરૂષની રીતી છે ?

**ગોપીચંદ**—તેમાં હું શું કરૂં ? જેવો પાછલા ભવનો સંબંધ કર્મે લખ્યું કીરતાર પણ ફેરવવા સમર્થ નથી. કર્યાં કર્મ ભોગવવામાં અન્યનો વાંક કાઢવાથી શું લાભ ! ચાલો ઝટ ભિક્ષા આપો. (દાશી પાસે ભિક્ષા મંગાવી પ્રેમકળા ગોપીચંદને આપે છે તે લઇ ગોપીચંદ શશિમુખીના મહેલ ભણી જાય છે. એટલે દાશી પ્રત્યે. )

**પ્રેમકળા**—દાશી, દાશી, અરેરે મારા દીવસ વિરહ દુઃખમાં શી ગતે જશે !

**દાશી**—બાઇ ! હવે માથે આવેલું દુઃખ ભોગવ્યા શીવાય છુટકો છે ? કલેશથી કાંઇ વળે એવું છે ! એક જગતનિયંતાનું હમેશ સમરણ

કર્યાં કરો કે જેથી આવતા ભવમાં આવી પીડા ન નડે. ચાલો, આ અંદર ચાલો. જરા પલંગમાં પોઢી દઃખ થએલા મનને શાંત કરો.

**પ્રેમકળા**—ચાલો. (બન્ને અંદર જાય છે.)

---

## પ્રવેશ ૭ મો.

**સ્થળ—શશિમુખીનો મહેલ.**

**પાત્ર—શશિમુખી**, તેની દાશી અને ગોપીચંદ.

**શશિમુખી**—( ગોપીચંદને દુરથી આવતો જોઇ દાશી પ્રત્યે ) હે, જો, દાશી ? યોગી વેશે નાથ આ તરફ આવતા જણાય છે ને ? આ વેશ જોઇ તારા અંગમાં અગન ઉઠે છે. આ તેમને શું સુઝયું ? આ બધું કૃત્ય પાપી જાલંધરનું છે. અમારી કુણી આંતરડી કકળાવનારનું શું સારૂં થનાર છે. અરે અમે પણ જીવતાં મુવા બરાબર છીએ. ( ગોપીચંદ, મહેલની પાસે આવે છે એટલે ) ચાલ દાશી ? પ્રાણ તો મહેલ નીચે આવી પહોંચ્યા. ( બન્ને નીચે આવી. )

દાશી કેમ ચંદ્રભાગા આવતી નથી—એ રાહ.

કયાં જનઓછો પ્રીતમજી મુકી, મુજને આ સમે;
મદન મહારાજની સવારી, આવી બહુ દમે.
યૌવન બાગે પ્રવેશે હજુ, સમય થયો નથી.
કર્યુંને કરો ન દુર્ખ, આવિ વાતરે કથી.
શર્ણું ને અશર્ણું કરી. જાઓ ના કહી:
ઉંડે કુવે ઉતારી વરત, વાઢોરે નહીં.
સાથ લ્યો કે મહેલે આવો, કૃપા કંઇ કરી.
ન જાવા દઉં હું એકલા આંહી. નોધારી કરી.

**ગોપીચંદ**—એ નારી ? આ જીવ એકલો આવે છે ને એકલો જાય છે તેને અનંતા સગાં સ્નેહી છોડયાં છે ને છોડશે. ઘણી વખત નોધારો રહયો ને નોધારાં કર્યાં. સર્વ સહોદર સ્વાર્થનું સગું છે, તમો સહુ તમારા સ્વાર્થ માટે રડો છો. દેહ, જીવનો સગો નથી તો પછી બીજું કોણ સગું થનાર છે ? ખરા સહોદર તો પાપ અને પુન્ય છે. જે ધર્મ રાજાના દરબાર સુધી પણ આવે છે. બીજાં સર્વ

સહોદર આળ પંપાળ ને જંજાળ રૂપે છે. ધન ઉપાધી રૂપ છે. રાજ્ય પદવી, જીવને નર્ક લઇ જાઇ અસત્ય દુઃખ આપનારી છે. સુખના સમયે સર્વ આવી નમસ્કાર કરે છે, પણ દુઃખના દીવસોમાં દુરથી દેખી તિરસ્કાર આપે છે. સુખ સમયે સહાય લેનારા પણ સંકટ સમયે સહાય કરવા સારૂ ના પાડે છે. બહુમાન આપનારાજ બડફાં બોલે છે. છીંક ખાતાં ખંમાં કહેનારા, આંખમાં આંસુ જોતાં છતાં પણ આપણી વાત સાંભળવા આડા કાન કરે છે. આપણા અંત સમયે નિકટના સ્નેહીઓ સ્નેહ તજી પોતાનો સ્વાર્થ સાધવા દોડી જાય છે. અરેરે એવા અસાર સંસારપર મોહ રાખનારને ધિક્કાર છે. મુસાફરી નીકળેલો જીવ, સાથે લાવેલું ભાતું ખાઇ ખુટી જતાં નવા ભાતાનો વિચાર કરતો નથી તે જીવ પોતાની મુસાફરીમાં પશ્ચાતાપ પામી બહુ દુઃખ પામે છે. એ નારી ! પરભવે કરેલાં પુન્યેજ આ સઘળું મળ્યું છે, તેમાં મગ્ન રહી, પ્રમાદના વશ પડી પરભવમાં કેવી પીડા ભોગવવી પડશે તેનો કાંઇ વિચાર કરો. જન્મ, જરા ને મૃત્યુનાં કેવાં દુઃખ છે. તે યાદ કરો અને તે ટાળવા ઉજમવંત થાઓ." સ્વર્ગીય લોકો, કે જે આપણા સુખથી અધિકા અધિક સુખ છે. એ છોડી ચોરાસી ફેરા ટાળવા અહરનિશ ચિંતવન કરી આ મનુષ્ય ભવમાં આવવા પ્રયત્ન કરે છે. કારણ કે મનુષ્ય ભવ વિના મોક્ષ મળતોજ નથી. માટે આ અમુલ્ય મનુષ્ય દેહને પાપથી મલીન ન કરમાં અક્ષય સુખથી દેદીપ્યમાન કરો તેમ થવા માટેજ મેં આ આદર્યું છે. જ્યાં સુધી સઘળા સાથે સબંધ હતો ત્યાં સુધી રહ્યો; અને તે સબંધ પુરો થવાથી હું હવે જાઉંછું. કદાચ કાળ આવી ઘેરી હરી જશે તો તમો શું કરશો ? માટે કલ્પાંત છોડી ધર્મ સાધન કરો કે તમારો આત્મા જન્મ મરણના ફેરાથી મુક્ત થઇ અક્ષય સુખને પામે."

**પ્રાણેશ**—( નિરાશ વદને આંખમાં આંસુ સહીત ) પ્રાણેશ ! શું ત્યારે તમે જશોજ ! અમો અબળાની અરજી ઉરમાં નહી ધારો અરે હાય ! ! ( એમ કહી મુર્છા પામે છે. તેથી )

**કાશી**—( શુદ્ધિમાં લાવી ): બાઇ સાહેબ ! શોચ ન કરો. જ્યાં સુધી યોગના દુઃખ દીઠાં નથી ત્યાં સુધીજ વૈરાગ્ય રહેવાનો છે નવિન કાર્યમાં જેટલો ઉમંગ અને ઉલટ રહે છે તેટલી તે કામ જુનું થતાં રહેતી નથી. જરા વિચારોને કે જે નરમ બિછાનાપર સુઇ રહેલા તેનાથી એક પાતળી અને ખડબચડી ધાબળી રેતી અને કાંકરાથી લિપ્ત થયેલી જમીન ઉપર પાથરી કેમ સુઇ રહેવાશે ? સુવાળાં, સુખડ, ઝીણું અને

કીંમતી વસ્ત્ર પેહેરેલાં તેનાથી ખરબચડી જાડી અને ગેરૂ રંગથી રંગેલી કફની કેમ કરી પહેરાશે ? ખટરસ ખાધેલા તેનાથી નિરસ ભોજન કેમ આરોગાશે ! સેવા કરાવેલી તેનાથી પરની સેવા શી રીતે થશે ? દીવસ જતાં જેમ સુખમાં વિધન આવશે એટલે કંટાળી ઝટ ઘરભણી દોડયા આવશે. એતો હાર્યું કરાય પણ વાર્યું ન કરાય (આંખમા આંસુ લેઇ ) તમે ગમે તેટલું કરશો અને ગમે તેટલું કહેશો. પણ તે તમારૂ અત્યારે માને તેમ છે ? માટે લ્યો ભીક્ષા આપો ને તેમને તેમના મન ગમતું કરવા ધ્યો. (ભીક્ષાનો થાળ લઇ શશિમુખી ગોપીચંદને ભીક્ષા આપેછે તે લઈ ગોપીચંદ જાય છે. શશિમુખી આંસુ વહેવરાવતી દાશી સહીત મહેલમાં જાય છે. )

---

## પ્રવેશ ૮ મો.

**સ્થળ— શેહેર બહાર ભાગોળનો મારગ.**

**પાત્ર—ગોપીચંદ અને પ્રજા.**

ગોપીચંદને જેગી થઈ ગયેલો જાણી તેને રોકવા માટે નગર નર નારીઓ શેહેરની ભાગોળે આવી માર્ગ રોકી રાહ જોતાં ઉભા રહી વિચાર કરે છે.

**રમેશચંદ**—કેમ બિહારીલાલ ? ઘણું કરીને મહારાજ આ રસ્તેજ આવવા જોઇએ.

**બિહારીલાલ**—હા અરે ! પણ મહારાજે આ શું કર્યું ?

**પ્યારેલાલ**—એમાં મહારાજનો કાંઇ દોષ નથી. આબધું કૃત્ય મેનાવતી માજીનું છે.

**માણેકચંદ**—એવા આજ્ઞાકારી પુત્ર જગતમાં થોડાજ હશે. થોડું કહેતામાં કેવું સાહસ કર્યું છે ?

**રમેશચંદ**—પણ માજીએ રાજપાટ અને રૈયતનો કાંઇ વિચાર કર્યો હશે કે બસ એમજ. આતો જીવતા ધણીએ રંડાપા જેવું થયું.

**પુનમચંદ**—મહારાજાએ કરેલા જુલમનું એ જેગટાએ પુરેપુરૂં વેર લીધુ.

**પ્યારેલાલ**—ભાંઇ એમાં કોઈની કસુર નથી. જે ભાગ્યમાં હોય તેજ બને છે.

**સમરત**—નખોદ જાઓ એ જોગટાનું જ્યારે આપણે તેને બહુ માન્યો ત્યારે આપણું તેણે નખોદ વાળ્યું.

**મંગા**—રાણીવાસમાં તો આંસુની અખંડ ધારા વરશી રહીછે પણ માતાજીના મનમાં જરાએ દુઃખ જણાતું નથી.

**જમના**—બા. શેનું દુઃખ જણાય ? સ્નેહીનું કરેલું કામ કેમ વખોડાય ? પણ જો હમણાં બીજાએ આવી રીતે કર્યું હોત તો જોવા જેવું થાત. બા, એતો જાણેજ છોને.

**પ્રેમીલા**—હં. તમે કેમ સમજતા નથી ? એતો વચમાંથી હડખીલ કાઢી.

**વીજળી**—બળ્યા એમના ઢંગ અરર બાપ. અલ્પ સુખ માટે કેવો અનર્થ.

**પુનમચંદ**—(ગોપીચંદને છેટેથી આવતો દેખી સ્ત્રીઓ પ્રત્યે) બેનો ! છાનાં રહો છાનાં જુઓ મહારાજા આવે છે. ( એટલામાં ગોપીચંદ યોગી વેશે આવે છે તેને સર્વે નમી.

શહેર બંગાળા શું કરે. એ રાહ.
શહેર બંગાળા કરી સુનું, કયાં જાઓ મહારાજ;
ધનઘોર કરી ઘેરઘરઃમાંહી, શું વર્ષાવો વર્ષાદ.
ભાગ્યવાન ભોગી થઇ શાને, થયા જોગી રાજ;
રાજ્ય પાટને શિદ્ધિ રિદ્ધિ, શાને ત્યાગો આજ.
ભર જોબનમાં ભરેલી ભામા, તજતાં વિણશે કાજ;
આમ કરી રંડાવો શું, મજાને હે શિમડાજ.

**રમેશચંદ્ર**—(ગોપીચંદ પ્રત્યે ) બાપું, આ શું કર્યું. ? આપ કયાં જાઓ છો ? અમને કોને શરણે મુકો છો ?

**ગોપીચંદ**—જેના શરણે હું જાઉં છું તેના શરણેંજ તમને મેં સોંપ્યા છે. ગભરાઓછો શા માટે ? તે તમારી સારી રીતે સંભાળ લેશે. હું પામર પ્રાણી શું કરી શકું તેમ છું ?

**પ્યારેલાલ**—બાપુ, બાપુ ? આમ કરી અમને નધણીયાતા ન

કરો. ભોળા દીલને ભમાવનાર ભુંડાનું ભુંડું થજો, અમારી આંતરડી કકળાવે તેમ તેની આંતરડી કકળજો.

**ગોપીચંદ**—અરે તમે આ શું આલોછો ? ઉપકાર કરનારને અપવાદ ! અરર ? જગતનો કેવો જુલમ ? ભાઇ ? જરા વિચારો, અને પછી વદો.

**માણેકચંદ**—મહારાજ ? શું વિચારીએ ? જ્યાં અમારૂં નસિબ વાંકું ત્યાં અવરને દોષ દેવાથી શો લાભ ! અમારા ભાગ્યમાંજ દુઃખ ત્યાં આપ શું કરો ? જો કાંઇ ગરીબડી પ્રજાની દયા લાવી પાછા ફરો તો ઠીક ? અમે આપને શું કહીએ, ને શું કરીએ ? જુઓ સર્વના નેત્ર તરફ ! જાણે વર્ષાઋતુ ?

**ગોપીચંદ**—ભાઇઓ ! તમે સર્વ તમારો સ્વાર્થ તપાસો છો પણ પરાર્થ વિચારતા નથી તમારા સુખની ખાતર ખીજો ભલેને નર્કની વેદના ભોગવે તેની તમારે શી પરવા ! કેવો અજબ સંસાર ? સંસાર સ્વાર્થિઓ કહયો છે તે ખરૂં છે. રાજ્ય સુખથી કોણ સ્વર્ગ ગયું છે તે બતાવો ? પંડીતો પણ કહે છે કે " રાજેશ્વરી તે નર્કેશ્વરી " માટે મારે તે તમારા માટે નર્કની વેદના સહન કરવી કે નર્કની વેદના ન વેઠવા માટે ઉપયા યોજવો ? જો તમારી મારા ઉપર મમતા હોય તો મને મારૂં ભલુ કરવા ધ્યો. જતાં મને ન રોકો.

**બિહારીલાલ**—મહારાજ ! જનારને રોકવા કોઇ સમર્થ નથી. આપ સમજુ થઇ આ શું ઉચરો છો ? પરમાર્થ માટે તો પેરૂષો પોતાના પ્રાણની પણ દરકાર કરતા નથી. જુઓ, વરસાદ શા માટે વરસે છે ? વૃક્ષ ફળ ફુલ શા માટે આપે છે ? આપ પણ સિંહ, સિંહણ શા માટે હણવા ગયા હતા ? માટે અમારી વિનંતી સ્વિકારો અને પાછા પુરમાં પધારો.

**ગોપીચંદ**—હું કરોળીઆની પેઠે નહી કરૂં. જેમ તે પોતાની જાળમાં ફસાઇ દુખી થાય છે તેમ હું સંસાર જાળમાં ફસાઇ હેરાન થાઉં ? તમારા ઉપર કરેલો પરામાર્થ મારા સ્વાર્થને સહાયભૂત થાય તેમ નથી. આખરે આ સઘળુ તજીનેજ જવાનું છે. કોણ સાથે લઇ ગયું છે તે હું લઇ જાઇશ. હાલ રોકવા આટલું કરો છો, પણ પેલા કાળ આગળ શું કરશો ? મને કાળ લઇ જશે ત્યારે તમો શી રીતે કરશો ? ને તમારાં આંસુ કોને દેખાડશો ? માટે ડાહ્યા થાઓ ને નગરમાં પાછા જાઓ. ( જવા માંડે છે એટલે )

**સર્વપ્રજા**—એ રાજવિ ન જાઓ અમોને તરછોડીને,
ન જાઓ તરછોડીને, કહીએ છે હાથ જોડીને. એ રાજવિ.
ન જાઓ છુ આવો કાં સાથે લઇ જાઓ;
ન તરસાવો નાથ આપ અમ સુખ મોડીને. એ રાજવિ.
હસતાં જે નેત્ર તેને, આજ શું રડાવો;
દુઃખમાં ડુબાશો શું, દયાને છોડીને. એ રાજવિ.
બાપુ ન આપો, અમોને રંડાપો;
પુરમાં પધારો, કહીએ છે હાથ જોડીને. એ રાજવિ.

**ગોપીચંદ**—ભાઇઓ ! શાને કલ્પાંત કરો છો ? જ્યાં સુધી તમારી સાથે સબંધ હતો ત્યાં સુધી રહ્યો. અને મારા નસિબમાં જ્યાં સુધી રાજ સુખ ભોગવવાનું હતું ત્યાં સુધી મેં સુખ ભોગવ્યું તમો મારા ઉપર આટલું હેત દર્શાવો છો તે છતાં તમો ભુલવાઇ મને કેમ ભવ-સાગરમાં ડુબાવા ધારો છો ? હું તરવા જાઉંછું તે જાણી તમો ખુશી થાઓ, અને ખુરૂ જાલંધર નાથજીનો ઉપકાર માનો મને જવા દ્યો. ખોટી ન કરો ( નિરાશ વદને સર્વ પ્રજા પુરમાં પધારે છે. અને ગોપીચંદ જાલંધરના આશ્રમ ભણી જાયછે. )

---

## પ્રવેશ ૯ મો.

### સ્થળ—જાલંધરનો આશ્રમ.

**પાત્ર**—જાલંધર, કાનિફ, ગોપીચંદ, મેનાવતી અને સેવક વિગેરે.

**જાલંધર**—કયું કાનિફ ! અબ તક ગોપીચંદ કયું નહીં આયા ? કયા વો વૈરાગ્યસેં ડગ ગયા ? ક્રિ ઓંકી મોહની અજબ હય.

**કાનિફ**—ગુરૂરાજ ! ઉસ સમય ઇસકા મન ઐસા ન થા પીછે તો રામ જાને. યહ સંસાર સમુદ્ર, અપના તરંગસેં કીનારે આયે હુવેકું ફીર અપના અંદર ખીંચ જાતા હય. મોહ દશા અજબ હય.

**જાલંધર**—અચ્છા ગોપીચંદ ! તું આયા ? ઇતની દેર કયું હુઇ ? ઇતની દેર હોનેમેં મેં સમજા કે તેરેરે વૈરાગ દુર ભગ ગયા હોગા.

**ગોપીચંદ**—યોગેંદ્ર ! યોગ સઘળો એવીજ બન્યો હતો. અહાહાહા ! ! ! ! શી સંસારની મોહ દશા ? લોકોની સ્વાર્થ બુદ્ધિ અને પોતાના સુખાર્થે બીજાને ડુબાવવાની યુકિતનો મને જેમ જેમ અનુભવ થાય છે તેમ તેમ આ અસાર સંસારનો સાર સમજાય છે. અરર ! આવા અસ્થિર સંસારમાં દોડાદોડી કરનાર અન્ધ પુરૂષોની શી દશા થશે ? ધિક્કાર હો ! ધિક્કાર હો ! આવા અસાર સંસારપર મમત્વ રાખનારને ! ( એવામાં મૈનાવતી આવી. )

**મૈનાવતી**—ગુરૂરાજ અભિવંદન કરૂં છું.

**જાલંધર**—કોણ મૈનાવતી ?

**મૈનાવતી**—હા સ્વામિન ! આપના ચરણ કમળની દાસી એજ.

**જાલંધર**—ઇધર કયું આના હુવા ? કયા ? તેરા પુત્ર ગોપીચંદકું પીછા લેનેકું આયા હય ? લે જાનેકી ઇચ્છા હોવે તો ખુશીસે લે જા. હમ કીસીકુ ગુપ્ત ઔર બિરોધ ઉપજા કે કલેશ કરકે યોગ દેતે નહીં હય. વો હમારા ધર્મ નહીં હય ઔર હમારા શાસ્ત્રકી ભી આજ્ઞા નહીં હય: ખુશીસે ઔર સલાહ શાંતીસે યોગ લેનેવાલેકુંજ યોગ દેતે હય. ઉસમેંહી ઉભયકું લાભ હોતા હય.

**મૈનાવતી**—ગુરૂ મહારાજ ? હું તેને તેડવા આવી નથી પણ આપના દર્શનથી મારા ચર્મચક્ષુને સફળ કરવા આવી છું. આપને હયાતી જાણી આનંદપુરે ખેંચાતી અાંહી આવી છું. આપ તારક પાસે તરવા આવેલાને મિથ્યા મોહ કરી શું કરવા ડુબાવું ? જ્યારે હું ડુબાવું ત્યારે હું સ્નેહી શાની ? પછી શત્રુ અને મારામાં ફેર શો ? એવી કંઈ સાંખણી માતા હશે કે પોતાની કુખને શોભા મળતી જોઈ લજવવા પ્રયત્ન કરશે ? તેની ઇચ્છા હોય અને તે યોગ પાળવા સમર્થ હોય તો હું તેમાં આડે આવવા ચહાતી નથી પણ યોગ લીધા પછી તેના કાર્યથી કંટાળી સ્થિલ થઈ "યતો ભ્રષ્ટં તતો ભ્રષ્ટ" ન થવા મારી શિખામણ છે પછીથી નિંદાવા કરતાં તો કાર્યે નજ કરવા મારી સલાહ છે. જે ઉછરંગથી યોગ લે છે. તેવો જ ઉછરંગ અંત સુધી કાયમ રાખવા શક્તિમાન હોય તો યોગ લેવા મારી પુરેપુરી સંમતી છે.

**ગોપીચંદ**—(નમીને) માઉ ? કર્તા હર્તા ઇશ્વર છે, માણસનું ધાર્યું કાંઈ કામ આવતું નથી. આપણે શું ધારીએ ને શું થાય છે.

આવી પ્રબળ છે. ગુરૂ મહારાજની સહાયતાથી અને પ્રભુ કૃપાથી કાંઈપણ અડચણ આવશે નહી. આપ બેફીકર રહો.

**મૈનાવતી**—( જાલંધર પ્રત્યે ) જ્યારે યોગ લેવા તેની સંપુર્ણ મરજી છે ત્યારે તેની અરજી આપ ખુશીથી સ્વિકારો. આવો તેનોઃ દ્રઢ ભાવ અને ઉછરંગ જોઈ હું આનંદથી આપણા ચર્ણે સોંપુછું- આપ જ્ઞાની છો, સમજુ છો, તેથી વધારે કથી કંટાળો આપતી નથી. પણ આજ સુધી મેં જેવી રીતે લાલનપાલન કર્યું છે તેવીજ રીતે છેવટ સુધી આપ તેનું લાલનપાલન કરશો એવી મારી પ્રાર્થના છે. આપ સહનશીલ અને ક્ષમાવંત છો તેથી તેને નિભાવશો એવો મને સંપુર્ણ ભરોસો છે.

**જાલંધર**—કુછ ફીકર મત રખો. ગુરૂ દેવકી સહાયસેં સબ અચ્છા હોગા. ( ગોપીચંદ પ્રત્યે ) આ જા બચ્ચા ( ગોપીચંદ પાસે આવે છે તેના કાનમાં ગુરૂ મંત્ર આપી ) જાઓ બચ્ચા આનંદ કરો. ( ગોપીચંદ નમીને પોતાના સ્થાન પ્રત્યે જાય છે. )

**મૈનાવતી**—ગુરૂ મહારાજ હવે જવાની આજ્ઞા ચાહુછું.

**જાલંધર**—હાં પધારો. મૈનાવતી જતાં જતાં કાનિફ પ્રત્યે.

**મૈનાવતી**—આ બધો આપનો પ્રતાપ છે, આપનો ઉપકાર મારાથી શી રીતે વાળી શકાશે ?

**કાનિફ**—મેરેસે કયા હોના હય. યહ સબ ગુરૂજીકી કૃપાસે હુવા હય.

**સેવક**—( મૈનાવતી ગયા બાદ આવી. ) ગુરૂમહારાજ ! પધારીયે સંધ્યા પુજનકા બખ્ત હુવા હય. સબ સામગ્રી તૈયાર હય.

**જાલંધર**—હાં ચલો. ( સર્વ જાય છે. )

# સમાપ્ત.

# જાહેર ખબર.

---

## કામકળા અને કામરૂપની

એક રમુજી વારતા.

ફક્ત કિંમ્મત ૦-૮-૦

## ભરથરી નાટક મોટું.

કિંમ્મત રૂ. ૦-૮-૦

## કાહાના કુંભારની વારતા.

હસાહસ અને ગમ્મત સાથે.

કિંમ્મત રૂ. ૦-૪-૦

## નળાખ્યાન.

કિમ્મત રૂ. ૮-૪-૦

## કાવ્યદોહન મોટું

ભાગ ૧-૨-૩.

કિંમત રૂ. ૦—૧૨—૦

આ સીવાય અમારી દુકાનેથી હરેક જાતનાં ગુજરાતી ઇંગ્રેજી નીશાળોમાં ચાલતાં પુસ્તકો તથા કાયદાઓ તથા નાટકો તથા મુસલમાની કીસ્સાઓ વીગેરે મલશે.

બુકસેલર સાકરલાલ બુલાખીદાસ.

ઠે. રીચીરોડ—અમદાવાદ.